४२४

# કજોડાદુઃખ દર્શક નાટક

એક પ્રસંગ

કર્તા

## કેશવલાલ મોતીલાલ

"કર્મે કજોડું ને જગમાં વગોણું."

**રાજનગર.**

માણેકચોકમાં કાગદી ઓળની સામે શા. હિરાભાઇ પુંજાશાના મુકામમાં સરૂપચંદ દલીચંદે પોતાના મુદ્રાયંત્રમાં મુદ્રાન્કિત કરી પ્રસિદ્ધ કર્યું

સંવત ૧૯૨૮ આષાઢ. સન ૧૮૭૨ જુલાઇ.

મૂલ ૮ (આઠ) આના.

# અર્પણ પત્ર.

---

શેઠ મગનભાઈ કાળિદાસ,

કપડવણજ,

આપને અને મારા પિતાને જેવું ઓળખાણ છે, તેવુંજ રાખી રહેવાનો આપનો વિચાર, આપની મારા પ્રત્યેની વર્તણુંક, અને આપનો માયાળુ સ્વભાવ જોઈ, પ્રીતિના અત્યંત ઉભારાથી હું આ પુસ્તકમાં મારી સાથે આપનું નામ જોડી રાખવું દુરસ્ત ધારૂં છું.

અમદાવાદ.
સંવત ૧૯૨૮ ના આ
ષાઢ કૃષ્ણ પક્ષ ૫ ને
વાર શુક્ર.

લી૦
કેશવલાલ મોતીલાલ.
કર્તા.

# પ્રસ્તાવના.



સ્નેહિયો! મારૂં મન કજોડાં જોઇજોઇને તૃપ્ત થયું હતું, ને તેમાં વળી એક હાલ જોયું તેની તો અવધી. બાઇ વિશનાં ને ભાઇ પંદરના. આ કજોડું જોઇને, જેમ બાધેલા ઉપર બાવાથી અકળાગણ આવે છે, તેમજ થયું; ને તેજ પ્રસંગના જોસ્સાથી આ નાટક મેં લખ્યું.

આપણા દેશમાં નાનપણથી લગ્ન કરવાનો ચાલ છે, તેથી ઘણાંક માઠાં પરિણામ નિપજેછે.

મોટા વરને નાની કન્યા ને નાના વરને મોટી કન્યા, વળી સારા વરને નઠારી કન્યા ને નઠારા વરને સારી કન્યા મળેછે. એ વિગરે ઘણીક પ્રકારનાં કજોડાં નિપજેછે, ને તેથી ઘણાંક માઠાં પરિણામ થાયછે.

આ નાટકમાં તો ફક્ત એકજ પ્રકારનું કજોડું બ-તાવ્યું છે.

મોટી કન્યાને નાનો વર મળવાથી કેવાં માઠાં પ-રિણામ નિપજેછે, તે બાબતનો આ ચંચળનો એક પ્રત્યક્ષ દાખલોછે.

આ નાટક મોટું કરવાનો વિચાર હતો, પણ શું ક-રૂં! અવકાશ નહિં ને મારા મિત્રો તો ખાઇ પીને મંડ્યા, તેથી આ નાટકમાં ફક્ત એક બે બાબતો બતાવીને, તે

જલદીથી પુરૂં કરી નાખ્યું.

હું પદ્ય તો જાણતોજ નથી, પણ આતો કોઇ માણસને રસ્તો બતાવીએ, ને તે જેમ અગાડી આસરે આસરે ચાલ્યો જાય, તેમ મેં પણ કર્યુંછે. હશે! એમ કરતાંજ ભોમિયા થઇશું કની! કોઇ માના પેટમાંથી શિખીને અવતર્યું નથી. આ કારણને લીધે પદ્ય લખાણમાં ભૂલ હોય તેમાં તો શુંજ લેવા જવું છે! પણ ગદ્યમાં એ અતિશય ભૂલો હશે. સ્નેહિયો! મારી ભૂલો ઉપર આપ ધ્યાન નહિ આપતાં નાટકની મતલબ ઉપર વિશેષ ધ્યાન આપશો એવી સેવકને આશા છે. ક.



## પદ ૧.

જંજાળી જીવડે. મુક્તિની જુક્તિ ન જાણી. એ રાગ.

શાણા સજ્જનો, કદિયે કજોડું ન જોશો;
જો જોશો તો કોક દિવસ પણ, ખરી આબરૂ ખોશોરે, શાણા. ટેક
પૂત્રીથી છોટી વયનો જો, વર જોઈ વિવાહ કરશો;
તો જોબનની વખતે તેના, ખરા નિસાસા ધરશોરે. શા૦ ૧
વર કન્યાનો જો નહિ આવે, મિજાજ મળતે ગળતો;
તો તે જોડાનો જન્મારો, સુખમાં નથી નિકળતોરે. શા૦ ૨
નાની વયમાં જો વર કેરૂં, આવે આયુષ્ય અંત;
તો તો પૂત્રીને બીધેછે, તમને દુઃખ અનંતરે; શા૦ ૩
જો પ્યારી પૂત્રી પરણાવી, વૃદ્ધ પુરૂષની સાથે;
તો તો પ્યાર ધરી પધરાવી, ભર્યા કુવામાંહે હાથેરે. શા૦ ૪
કુમળાં ફુલ કરમાતાં લાગે, કહો કેટલી વાર;
અધકચરાની તો શી આશા, દિલમાં કરો વિચારરે. શા૦ ૫
જિયાં કબરને જોગ બને ત્યાં, બીબી સરખા જોગ;
બોખી બિચારી જોબન વખતે, કહે કરમના ભોગરે. શા૦ ૬
વર વિદ્વાન અને સદગુણી, સ્ત્રી ગમાર છિનાળ.
એ બેનો મળતો કુસમ આવે, મિજાજ આઠે કાળરે. શા૦ ૭
તેમજ શ્યામા સદગુણવાળી, વર વ્યસની ને ચોર;
તે બેને બનશે કુસમ ઘડિયે, ગુણિજન કરશે ગોરરે. શા૦ ૮
નામ કજોડાનું જ્યાં કહિયે, વિશેષ ત્યાં વ્યભિચાર;
અસત્યતાને કુસંપ કેરા પુંજ તણો નહિ પારરે; શા૦ ૯

જે માબાપ કજોડું કરશે, સુત કે સુતા વરાવી;
લૌકિક લોકોત્તરમાં બેસે, કદી ન સુખમાં આવીરે. શા૦ ૧૦
એક રાયની કુંવરી સાથે, ગામડિયો લઇ સાંધ્યો;
રમ ઝમ કરતી રંભા ભાળી, કહે બાપજી બાધોરે. શા૦ ૧૧
મળતે મળતી જોડ મળેતો, નિશ દિન સુખમાં મા'લે;
સ્નેહી સારૂં સર્વ કથ્યુંછે, કવિ સુત મોહનલાલેરે. શા૦ ૧૨

ઇશ્વરેચ્છાથી આ નાટકનો આરંભ કરૂંછું.

દોહેરો.

જગજીવન હું જાચુછું, કરવા પૂરણ કોડ;
બુદ્ધિ બળ સેવક મહીં, જરા નથી રણછોડ. ૧

# અંક ૧ લો.



પાત્ર.



ડાહ્યાભાઈ........અમદાવાદનો કુલિન ગૃહસ્થ.
નવિ... .........તેની સ્ત્રી.
મણિભાઈ..........ડાહ્યાભાઇનો પૂત્ર.
નાનીબાઈ.........મણિભાઇની બેન.
ચંચળ........... મણિભાઈની સ્ત્રી.
ગમ્મતદાસ...... મશ્કરો.
કાશદ.......... { ચંચળને પિપરથી કાગળ લેઇને આવનાર.

સ્થળ ડાહ્યાભાઈની હવેલી.

# સૂચના.

પ્રથમાંકમાં કજોડા વાળો બાળ પુરૂષ પોતાનું બાળપણ કેવી રિતે બતાવે છે, ને તેથી બિચારી સ્ત્રીને, તેમાં ભણેલી હોય તો તેને કેટલું બધું લાગે છે વળી એવા દુઃખના સમયમાં સાસૂ નણદ કેવાં દમે છે! આવા દુઃખમાં તેનાં માબાપે તેને નાખી, તેથી તે તેમને કેવી રિતે ધિઃકારેછે! ને પોતાની મેળે છેવટ કેવી રિતે મન વાળેછે! વળી સગી નણદ છતાં ઓરમાન માના કબજામાં રહેવુંછે, તેથી તેનો પ્યાર મેળવવાને મા ગાળો દેછે તોપણ કેવી રિતે તેના તરફનું બોલેછે! બિચારી સ્ત્રીને આથી કેટલું દુઃખ થાયછે! ને તે દુઃખના ઉભરા એકલી કેવી રિતે કાઢેછે! ને તેવામાં સખીનો પત્ર હાથ લાગવાથી તેને કેટલી ધૈર્ય મળે છે! તે વિગેરેનો આબેહુબ ચિતાર આપ્યો છે.



"રજનું ગજ."

કજોડા દુઃખ દર્શક નાટકઃ પ્રારભ્યતે.

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ. શયન ગૃહ.

**મણિભાઈ અને ચંચળ.**

**ચંચળ.**

(શેઠને પલંગ પર એક કોરે મોં સંતાડી પોઢેલા જોઇ) સ્વામિનાથ! (પેલો બોલતો નથી, તેથી ફરી) પ્રાણનાથ! કેમ બોલતા નથી; શું ઉંઘો છો? (તોપણ તે બોલતો નથી તેથી પેલી તેને બાઇડે હાથ અરાડી ઢંઢોળે છે. ને) સ્વામિનાથ!

**ગમ્મતદાસ.**

(વચ્ચે બોલી ઉઠે છે.) અરે! એમ શીદને બોલાવે છે! બિચારો સ્વામિનાથ એટલે શું, તે તો જાણતો નહિં

હોય ને પછી તું તો સ્વામિનાથ! પ્રાણનાથ! વિગેરે બુમો પાડેછે! એ શું! કહેને કે પિટ્યા ઉઠ. એટલે ઝપ દેઇને ઉઠે તો ખરો.

### દોહરો.

સ્વામિ શબ્દ સમજે નહીં, એવું છે એ રત્ન;
(માટે) પિટ્યા કહો પોકાર તું, ખર આવે તુજ યત્ન. ૧

### મણિભાઈ.

ઉં......હૂં. (એમ કરી તેનો હાથ તરછોડી નાખેછે. તેથી—)

### ચંચળ.

સ્વામિજી! તમે મારી સાથે બોલો. શરમાઓછો શું કરવા?

### ગમ્મતદાસ.

(વચ્ચે બોલી ઉઠેછે.) તમે જાણતાં નથી કે! શરમાયછે ક્યાં! એ તો સ્વામિજીએ તમારી લાજ કહાડીછે.

### ચંચળ.

(પણ પેલો બોલતો નથી, તેથી બિચારી નિરાશ થઇને નિશ્વાસ નાંખી ધીમે સાદે)

અરે રામ! આમાં કાંઇ શુક્રવાર થાય એવું નથી.

### ગમ્મતદાસ.

(વચ્ચે)નથી કેમ! પરમ દહાડે શુક્રવાર થશે. શું કામ શોક કરે છે!

ચંચળ.

(પોતાનો વિલાપ જારીજ છે.) હશે, જેમ બનવાકાળ હશે તેમ બનશે, પણ આજ તો છાનીમાની પડી રહું. વળી બનશે તો કાલે એના કોઇ સગલાને કહીશ; જો પિટચાને કાંઇ બે વાનાં કહે તો.

(એમ કહી બીજી દસે પોતે સુવે છે, પણ રહેવાતું નથી; તેથી મનમાં-) અરે ઇશ! કાંઇ નજર પહોંચતી નથી. શું કરૂં? રે! મારે માથે તે આ રત્ન ક્યાંથી ભાગ્યું? મારે ને એ પિટચાને કિયા ભવનું વેર હશે, તે પિટ્યો અત્યારે વાળી લે છે! પિટચાને આટલું આટલું કહ્યું, પણ પિટ્યો બોલતો નથી, એ તે કેવો! જેમ જેમ રોવાને વધારે કહ્યું તેમ તેમ રોયો વધારે ઉંધું ઘાલેછે, ત્યારે મારે તે શું કરવું હવે! અરે આવા જોબનાવસરમાં મારાથી શિયળવ્રત શી રિતે સચવાશે! હજી આ તો પાશેરામાં પહેલી પુણી છે. અરે દયાળુ દેવ! મેં તે તારે ત્યાં શાં શાં ઘોરકર્મ કર્યાં છે! જે મારે આવું દુઃખ સહેવું પડે છે!

દોહરો.

કહે દયાળૂ તુંજને, સૌ સૃષ્ટીના લોક;
(ને) જૂલમ કેમ જમાવિયો, અબળા ઉપર ફોક. ૧

શું મેં તે પલે ભવ ધાવતાં વત્સ વછોડ્યાં હતાં! કે શું કોઇની નિંદ્યા કે ચાડીચુગલી કરી હતી! શું મેં

એવું ઘોરકર્મ કર્યું હતું! તે તેના ફળને વિશે તેં મને આ-ટલા બધા સુખની પ્રાપ્તિ કરી! હું એવી નિર્દય હઇશ તે આ આવો નિર્દય છે! રોપાને મારૂં આટલું બધુ દુઃખજોઇ લગાર પણ દયા નથી આવતી એ શું! અરેરે! એમાં માબાપનોજ વાંક છે ને બીજાને દોષ શું કરવા દેઉ? શું તેમણે ફક્ત કુળ જોઇનેજ કન્યા દુઃખદરિયામાં ઉસેટી દીધી હશે? ને વરબર નહિ જોયો હોય? ઉમ્મરબુમ્મર પણ નહિ પુછી હોય? ના પુછી તો હશેજ. ત્યારે શું મારા ધાર્યા પ્રમાણે તેઓ કુળેજ મોહ્યાં? હા એમજ થયું તો! અરેરે! આવાં નિર્દય માબાપ! એકલું કુળ જોઇનેજ બ્યારી પૂત્રીને દુઃખ દરિયામાં ઉસેટી દીધી, એથી તે પછી કેવાં નિર્દય જોઇતાં હતાં! અરે! સસરા સાસૂએ ભલો વિવાહ કિધો તો! અરે! એમને શું! એ તો કરેજ તો!! તે તો જાણે કે વરસે દહાડે વહુ મોટી હોય તેમ સારૂં; કે ઝટ લેઇને બેડે પાણી લાવે ને ઘર શોભાવે! માબાપ એવાં તો પછી ત્રાહિતગોરને તો કહેવાનુંજ શું રહ્યું? ગોર તો કહેશેકે "વર મરો કે કન્યા મરો પણ ગોરનું ત્રભાણું ભરો નેં!" માટે એને શું! એતો પોતાનો બિસ્સો તર કરવામાં સમજેલો. અરે! હું એમાં કોઇનો વાંક શું કરવા કાઢુ! એતો બધો મારા કરમનોજ વાંક! રએ! વિધાતા લેખ લખતાં ભૂલી હોય! રામ! રામ! રામ! (એક ઉંડો નિશ્વાસ નાંખીને) હશે, ઇશ્વરને ગમ્યું તે

ખરૂં. એમાં કોઈનો કાંઈ ઉપાય ચાલેછે? ના, કોઈને નહિ. ત્યારે શુ પછી! માથે ભાગેલું રત્ન પાલવ્યા વિના છુટકોછે? ના કશો નહીં. અરે! કાંઈ કહેતાં કરતાં પણ પિટ્યો સમજતો હોય તો ધૂળ નાંખી; પિટ્યાનું કાળુ કરીને રહુ. પણ આતો પિટ્યો કશીએ વર્ણમાં નથી.

દોહરો. અંતર લાપિકા.

નહી બુધ્ધિ જરિ એહમાં, કહેતાં લાજ પમાય;
તે દેખી તુજને દયા, શાથી રામ ન થાય. ૧.

(ધિમે સાન્દે) હશે, વળી લાવ જીવ, એકવાર ફરી બોલાવીતો જોઉં?

ગમ્મતદાસ.

(ચંચળનું કહેવું સાંભળ્યું તેથી વચ્ચે) શું આલું? આ લાકડી? (એમ કહી લાકડી ધરેછે.)

ચંચળ.

(બોલાવેછે) પ્રાણજીવના પ્રાણાધાર! બોલો! બોલો! બોલોને મારા હૈયાનો કામ તાપ સમાવી મુજને શાંત કરો. અરે! બોલે! મારાથી કામ તાપ સહન થઈ શકતો નથી.

ગમ્મતદાસ.

(વચ્ચે બોલી ઉઠેછે.) હાય નથી! પાણી બાણી છાંટાને એટલે તાપ ઓલવાઈ જશે.

ચંચળ.

(હાથ વતે ઢંઢોળીને) બોલો કેટલીવાર કહું? કેમ બોલતા નથી?

મણિભાઇ.

(નહિ બોલતાં હાથ તરછોડી નાંખી, ખઇડો વાંકો વાળી) ઉં ............હૈ.

ચંચળ.

(ક્ષીણ સ્વરે) રામ! રામ! રામ! નિરાશાજ કરી હૈ! શી ગતિ થશે? પિયરમાં આવડી મોટી થઇને આવી તો પણ એ રોયાનું ઠેકાણું ના પડ્યું. પિયર કહેતી કે ક્યારે સાસરે વળાવે.

ગમ્મતદાસ.

(વચ્ચે) સાસરે શું કામ?

ચંચળ.

(ઝરીછે) ને સાસરામાં તો આ એના નામની હોળીછે! ત્યારે મારે મનતો જીવતો તે મુવોજ કની!

ગમ્મતદાસ.

(વચ્ચે) કેમ કહેવાય!

ચંચળ

(ઝરીછે) રાંડેલીને તો સારૂં તે બિચારી રાંડેલી તો કહેવાય! સખી કહેછે કે એતો સુવાસણછે નેં મારે તો છતે ધણીએ રંડાપો ભોગવવાનોછે.

ગમ્મતદાસ.

અરરરર! શી ભાઇ નારીની જાત. ધણી જીવતો છે ને કહેછે કે મારે રંડાપોછે! કે. કૂ. કઃ

ચંચળ.

હશે, પણ વળી લાવને ફરી એકવાર બોલાવી જોઉં!!

ગમ્મતદાસ.

(વચ્ચે) આલુંછું તે લેતી નથી ને વળી લાવ, લાવ કરે છે એ શું!

ચંચળ.

(બોલાવેછે) સ્વામિનાથ!

ગમ્મતદાસ.

શ્વાનનાથ કહે શ્વાનનાથ!

ચંચળ.

(હાથ અરાડીને) પ્રાણાધાર! અરે મારા હૈયાના હાર! (ઢંઢોળતી જાયછે) તમે કેમ બોલતા નથી? લગાર આમ તો જુવો.

મણિભાઇ

ઉં........હૂં..ન..ઇ...ને......

ગમ્મતદાસ.

રોવરાવીશ કે શું? શું કામ છે અત્યારે! તાપ ન સહેવાય તો છાંટ પાણી.

ચંચળ.

(ઝીણે સ્વરે) કંઇ વળી રોયો ખુમ પાડશે તો સંતાપ થશે.

ગમ્મતદાસ.

(વચ્ચે) ચુંટિયા ભરેછે તે ખુમ તો શું પણ હમણાં ભેંકડો મેલશે.

ચંચળ.

(જારીછે) ચાલ રામ! આજ તો છાનીમાની પડી રહું.

(એમ કહી પાસુ ફેરવે છે, ને વળી ઉભરો આવે છે, તેથી) (ઝીણે સ્વરે) રામ! રામ! શી માણસની દશા! શી ઇશ્વરગતિ! નાનપણમાં ખાઇ પીને મજા કરતી હતી ને ઓઢી પેહેરીને ફરતી ફરતી હતી,

ગમ્મતદાસ.

(વચ્ચે.)

આજે કરને. કોણે ના પાડી છે.

ચંચળ.

(જારીછે) ને આજ ખરેખરા જોબનના સમયમાં આ દશાને પહોંચી. માણસની સ્થિતિમાં શો ફેરફાર થાયછે! અરરરર!! (ઉંડો નિશ્વાસ નાંખીને) આવું દુઃખ! (મન વાળવાને) હોય, ફરતા ફરતી છાયડી છે.

મારી સખીએ કહ્યું હતુ કે.

## દોહરા.

"સહિયર મારી સાસરે, મેળવજે પ્રભુ પ્યાર;
"વળી સાસરે સર્વશું, એવો ધારો ધાર. ૧
"સહિયર મારી શ્વસુરનાં, છાનાં છિદ્ર ન ખોલ;
"ખોલેથી દુઃખ નિંપજે, યાદ રાખજે બોલ. ૨
"સહિયર મારી સાસરે, શારૂં મળશે સુખ;
"સુખનો ગર્વ કરીશમાં, પામીશ દારૂણ દુઃખ. ૩
"દુઃખ દેખીને કારમી, ગભરાઇ નવ જેશ;
"(પણ) ધૈર્ય ભુષણને ધારજે, શહાય થાશે ઇશ. ૪

હાં! હાં! મારે અત્યારે તો યાદ રાખવાને આ ચોપોજ દોહરો ઠીક છે, એટલે બીજાને ખાલી શું કરવા સંભારવા પડે! માટે હવે કાંઈ કરતાં ઉંઘી જાઉં તો તો મારૂં દુઃખ સમે ખરૂં!

(એવું વિચારી પોતે આમ તેમ થોડાવાર સુધી પલંગપર આળોટેછે, એટલે તેની આંખ મળી જાયછે.)

(બંને ઊંઘે છે.)

( સર્વ જાયછે. )

**પ્રવેશ ૧ લો સમાપ્ત.**

# પ્રવેશ ૨ જો.

સ્થળ, ડાહ્યાભાઈની હવેલી.

ડાહ્યાભાઇ, નવિ, ચંચળ, નાનીબાઇ, અને કાશદ.

**કાશદ.**

(મોટે પરોઢીએ) ડાપાભાઇ....એ...ડાપાભાઇ...

**ડાહ્યાભાઇ.**

(પોતાની સ્ત્રીને) રાંડ સાંભળ. બહાર કોઇ બોલાવે છે. (બહારથી અવાજ આવેછે.)

ડા..પા..ભા..ઈ...

**નવિ.**

હા, કોઇ બોલાવે છે તો ખરૂં.

**ડાહ્યાભાઇ.**

જોને! કોણ છે.

**નવિ.**

જોઉં, (એમ કહી બારીએ જઇ બારી ઉઘાડીને કાશદ પ્રતે) કોણછે!

**કાશદ.**

(ઊંચું મોં કરી તેના તરફ જોઇને) બા, એ તો હું.

કાશદ છું. નડિયાદથી ઘેલાભાઇનો કાગળ લેઇને આવ્યો છું.

નવિ.

(મોં ચઢાવીને) બેશ (એમ કહી અંદર જાય છે.)

ડાહ્યાભાઈ.

(સ્ત્રી ઘરમાં આવી એટલે)

કોણ છે અલી!

નવિ.

તમારા છૈયાના હાહુરાનો કાગળ લેઇને કાશદ આવ્યો છે.

ડાહ્યાભાઈ.

એમ કેમ!

નવિ.

ત્યારે શું! આવી તો હમણાંજ છેકના! ને એટલામાં તો વાંહેને વાંહે કાશદ આવ્યો.

ડાહ્યાભાઈ.

તેને એટલી એજ છોડી છે, ને લાડવાઇ છે, તેથી એમજ હોય.

નવિ.

ત્યારે શું? બીજાને છૈયા અળખામણાં હશે?

ડાહ્યાભાઈ.

અળખામણાં તો શું! પણ જેને એક હોય તેની વાત તો જુદીજ તો.

**નવિ.**

હાંરૂં. લાડવાઇ છે તો એના બાપને ઘેર લાડ, આપણે અહીં શું.

**ચંચળ.**

(આવતાં આવતાં ઉપલું વાકય સાંભળ્યું, તેથી) લાડવાયાંજ છિયે તો,તે લાડવાયાં વિના માબાપે આટલા બધા સુખમાં નાંખ્યાં હશે.

**ગમ્મતદાસ.**

વધારે હોય તો થોડું મને આપ.

**નવિ.**

જુઓ ભાઇ એને દુઃખ છે. શું દુઃખ.

**ગમ્મતદાસ.**

આ એમ કેમ બોલેછે! પેલી સુખ કહેછે ને આ દુઃખ દુઃખ બકુયા કરેછે.જાણી જોઇને દુઃખજ લેવુંછે કે શું?

**નવિ.**

(જાયછે)

ઘરનાં માણસ, એને હારા ઘરની જાણી છોકરાંની પેઠે છાતીપરને છાતીપર રાખેછે, તોએ.

**ગમ્મતદાસ.**

(વચ્ચે)

અરે ઊંધું ઊંધું કેમ લવેછે. ગાંડી બાંડી થઇ કે શું! એતો ખિચાઈ હેઠળ ઉભીછે. કોઇની છાતીપર નથી.

નવિ.

(જાયછે.)

એને મન તો કશી ગણતરીજ નથી, "ગાઈ
બાઈને મુવાં ને વરનું નામ તો ધૂળ."
એતો, એ ..એવા..શું કરવાને એવું કરીએ
તે..આ બાપ સારૂં કરતાં તો નઠારૂં કહે છે
જ, ત્યારે વળી તેટલું વધારે કહેશે. છોને બકિત.

અમૃતદાસ.

(વચ્ચે)

કુતરૂં બુતરૂં દીઠું કે શું! તે છોને ભસતી કહે છે!

નવિ.

(જાયછે.)

શું એને દુઃખછે? પણ નાનોછે તે કાલે મોટા
થશે. એમાં તે શું!

અમૃતદાસ.

(વચ્ચે)

ઓહો! એક દહાડામાં મોટા થશે! એમ તે કો-
ય પછી કાણજાણે ભાઈ. એક દહાડામાં તે
શું કરવાનાં હતાં! તેલની કુલેર ખુલેર ખવરાવે
તો વળી શરીરમાં ખારં મટીને કોવતતો આવે
પણ મોટા તો થાયજ શી રીતે! ભાઈ એક

રીતે થાય ખરા જોઊંટડીનું દુધ પાય તો ઊંચો વધે.

નવિ.

(જારીછે.)

બીજું કશું દુઃખ હોય તો બતાવને?

ચંચળ.

બાઈજી! તમે તમારા બાપમાં બેશી રહો, વધતું ઓછું કશું બોલશો નહિ. એથી તે કેવું દુઃખ જોઇતું હતું!

ગમ્મતદાસ.

એમાં તે શું!

નાનીબાઇ.

(ચંચળના બોલ સાંભળી.) ઓત્તારી! તું બરી તો! બાપાનીએ શરમ રાખેછે કે નહીં! બાપા બેઠા છતાં આવું કહેછે, તો પછી તેમનો પંડ જાય...

ગમ્મતદાસ.

(વચ્ચે નાની પ્રત્યે)

તું વળી બાપાને મારી નાંખ. આવું બોલે છે તે હમણા નવિ તો તારો ઓસલો કુટશે.

નાનીબાઇ.

(જારીછે-)

ત્યારે તો ભાભી કોણ જાણે ગામમાંથીએ કાઢી મેલે. ભાભીતો ભાઇને શુક્રવારમાં વેચીને ચણા ખાય એવી દેખાયછે.

ગમ્મતદાસ.

(વચ્ચે ચંચળ સામું જોઇને)

કોઇ દાહાડો ખાધા'તા? હું! હે!

નાનીબાઈ.

ભાઇના કોણ જાણે શાએ ભાગ મળ્યા હશે ને વળી મળશે.

ગમ્મતદાસ.

કેમ વારૂ?

ચંચળ.

ભાઇના તો નહિ ને બાઇનાતો ભાગ છે.

નવિ.

(વચ્ચે. નાનીનું કહેવું સાંભળી)

એતો જોયાં છે બધાંપને, છૈયા, છોડીઓ, વહુઓ પારકાં એટલાં પારકાંજ તો. પારકાં પોતાનાં થવાનાં છે?

ચંચળ.

( બંનેને. )

તમારે અત્યારે લડવું છે, પણ મારે લડવું નથી તો.

ડાહ્યાભાઈ.

(ચંચળનું બોલવું લગાર પણ ખોટું નહિ હોવાથી તેનાથી કાંઈ બોલાતું નથી, ગાઢ. મનમાં સમજીને)

વઉ .બાપા! તમે તમારે ઠેકાણે જાઓ. (પોતાની સ્ત્રી પ્રત્યે) ને રાંડ તારે પણ કાંઈ કામ નથી કે? તે અત્યાર-ના પોરમાં કજીઓ લેઈ બેઠી છું.

નવિ.

(વચ્ચે બોલી ઉઠેછે.) હોને પેસાવા'લાછે. પેસા-વાળાનું હો હશુ છે. એજ એમ બોલે, તો પછી ઓરમા-ન દિકરા, વઉઓ બોલે, એમાં નવાઈ શી!

ડાહ્યાભાઈ.

જા, જા રાંડ છાની માની કામ કર.

ગમ્મતદાસ.

(વચ્ચે.)

શેઠ! રાંડ કયાં છે? આટલી બધી ચુડીઓ સાદી છે ને, રાંડ કેમ કહોછો?

ડાહ્યાભાઈ.

ને નાની, તારે પણ કાંઈ કામ નથી કે? (નાની જા-ય છે.)

નવિ.

જુઉબડુ વાલી છે, ને વઉનું તાણોછો,

નવિ.

તારે તો નાનો છે, તેથી વઉ + હાથેજ સંસાર ચલાવ્યો.

ગમ્મતદાસ.

હા, એ ઠીક બેસતું આવશે. મને ગમ્યું તો. એમ થાય તોતો આ બધો રોપજ જતો રેહેને!

ડાહ્યાભાઈ.

જા, જાને રાંડ! મોત બોત ભમ્યું છે કે શું?

ગમ્મતદાસ.

શેઠ! તમે કાંચળી પહેરી ડોરે બેશો તો હમણા હું એને અહીંઆથી તમે કહો ત્યાં કાઢું.

ચંચળ

(નવિના બોલ સહન થઇ શકતા નથી, તેથી)

શાસરાજી! જવાદો. બળું બોલશો નહીં. છો એ બોલતાં.

નવિ.

જા, જા, હાહેરા જોડે જઇને બેશ.

ચંચળ

(આ સર્વ બોલવું ચંચળથી સહન થઇ શકતું નથી, પણ સાસરો હતો તેથી—

બાઇજી એતો પોતાનાંને કહિયે. પારકાંને શું કામ કહીએ? 　　(એમ કહી મેડી ઉપર જતી રહેછે.)

નવિ.

શોમા એના હોહરે ખેકાવી છે, એટલે નજરમાં આવે તેમ બોલેજ તો?

ડાહ્યાભાઇ.

(બિચારો ઉઠીને બારીએ ગયો.) (કાશદ પ્રત્યે)

અલ્યા કયાંથી આવ્યોછું?

કાશદ.

બાપા, નડિયાદથી.

ડાહ્યાભાઇ.

કોણે મોકલ્યો છે.

કાશદ.

ઘેલાભાઇએ. (એમ કહી માથાના ફાળિયાગાંથી એક છેડો કાઢી તેની ગાંઠ છોડી, તેમાંથી કાગળ કાઢી ધરેછે.) લ્યો, બાપા, આ રહ્યો.

ડાહ્યાભાઇ.

નાની! ઓ નાની.

નાની.

એ આવું..... (આવેછે.) બાપા શું કામ છે.

ડાહ્યાભાઇ.

જા, પેલો કાગળ લેઇ આવ,

નાની.

લેઇ આવું, બાપા. (જાયછે)

(હેઠે જઇને કાશદને) લાવ આદ્યા.

**કાશદ.**

લ્યો, બેન, (લેઇને ઉપર ડાહ્યાભાઇને આપે છે.

**ડાહ્યાભાઈ.**

(કાગળ ફોડીને વાંચેછે.)

"સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને પુજ્યારાધે "શેઠશ્રી પંચ શેઠ ડાહ્યાભાઇ તથા મણીભાઇ તથા બેન "ચંચળ વિગરે સાથ સર્વે જોગ શ્રી નડિયાદથી લી૦ સે "ઠ ઘેલાભાઇના જે ગોપાળ વાંચજો. અત્રે સર્વ કુશળછે. "તમારી કુશળતાના સમાચાર પત્ર દ્વારાએ મળવાની આ- "શા છે, તે પુરી પાડશો."

"વિશેષ, બેન ચંચળને ત્યાં ગમે છે કે નહી."

"પત્રાંતરે બેન ચંચળનો પત્ર તેની પ્રિયતમ સખી- નો લખેલો છે, તે તેને આપશો.

કામ કાજ બેલાશક ફરમાવાવું પોષશુદી ૧૩ને વા- ર બુધ.

(વાંચી રહ્યા પછી)

લે નાની આ કાગળ ભાભીને આપી આવ.

**નાની.**

કોનો છે?

**ડાહ્યાભાઈ.**

એતો એને પિયરથી આવ્યો છે.

નાની.

ઊંહ, કોણ જાણે શું એ કરેછે!

ડાહ્યાભાઇ.

અરે! છાની માની આપી આવને! (જાયછે.)

(સર્વ જાયછે)

પ્રવેશ ૨ જો. સમાપ્ત.

## પ્રવેશ ૩ જો.

સ્થળ. શયન ગૃહ.

ચંચળ.

અરે રામ! મારે માંથે જો દુઃખનાં ઝાડ ઉગ્યા હોતતો કાંઇ નિશાનીએ રહેત. આ શું! મારે ઓછું દુઃખ છે! આ પિટયો ફરતે વારે વારે મારી નજરે આવેછે, તેથી મારૂં કાળજું તો એને દેખીને કહ્યું નથી કરતું પણ શું કરૂં! અરે! આવામાં મારી સખી હોય તો કેવું સારૂં! તે મને કેટલી બધી ધીરજ આપે! અરે! તે પણ ક્યાં છે! અરે! અત્યારે તો તે કોઇ નથી. હાલ તો દુઃખી

અવસ્થામાં એક રાગ બચીછે, બીજું કાંઇ નથી. કેહેવત-
છે કે "સુખે સોની ને દુઃખે રામ સાંભરે." તે મારે આ
રામ સંભારવાનો સમય આવ્યો છે.

## સાખિયો.

મારૂં જોબન ભરપૂર જાય, પ્રભુ કેમ પ્રમદા પિડે છે;
ભર જોબને લાગી લ્હાય, પ્રભુ કેમ પ્રમદા પિડે છે;
લાગી લ્હાય તે શે ઓલવાય, પ્રભુ કેમ પ્રમદા પિડેછે. ટેક.
હું નારી નવ જોબના, પિયુડો બાળ કુમાર;
સમજે નહિ સંસાર શું, અને કોણ હશે ઘર નાર; પ્ર૦
અંધાને કર આરશી, જોગી કર વૈભોગ;
અભણા આગળ રાજપદ, તેનો કરશે કશો ઉપયોગ; પ્ર૦
હું છું જુવતી જોરમાં, પરણ્યો નાનું બાળ;
સુજે નહીં જે શું કરૂં, અને અંતરે ઉઠે ઝાળ; પ્ર૦
નણદી બાળે બોલડે, સાસુ કરે સંતાપ;
પરણ્યો કાંઇ પ્રિછે નહિ, મારાં પૂરણ લાગ્યાં પાપ; પ્ર૦
સાસૂ જાયો જોઇને, હઇડું બળે હમેશ;
ગમે નહિ કશુંએમને, વધે દિન દિન કષ્ટ વિશેષ; પ્ર૦
સ્નેહે સેજ પલંગમાં, સુતી ન સ્વામિ સંગ;
હસી ન બોલી હેતથી, અને રંચ રમી નહિ રંગ; પ્ર૦
કશા ન લીધા લાવ મેં, જન્મી જગ મોઝાર;
રાજ નહિ મેં રીઝવ્યા, રૂડા સોળ સજી સણગાર; પ્ર૦
કદિ ન આપી પ્રિતથી, પાન બિડી પિયુ હાથ;

ખટરસ ભોજન ભાવથી, નર નારી જમ્યાં નહિ સાથ. પ્ર૦
ખાંતે કદિ ખેલ્યાં નહિ, પરસ્પર આણી પ્યાર;
મીઠી વાત કરી નહિ, ઘડી ભેગાં બેસી કોઈ વાર; પ્ર૦
શબ્દ શુણીને શ્વાનના, જેમ નાશે મંજાર;
ત્યમ નાસે દેખી મને, મારો પ્રાણ પ્યારો ભર્ત્તાર; પ્ર૦
અરે પ્રભુ પેલે ભવે, મેં કિધાં શાં શાં પાપ;
જે તેં આપ્યાં આવડાં, મને અબળાને દુઃખ અમાપ; પ્ર૦
જગકર્તા જુવતિ તણી, અરજી ધારી ઉર;
મેહેર કરી મહા કષ્ટથી, હવે દારાને રાખજે દુર; પ્ર૦

## લાવણી.

રે નારાયણ નિર્દય થઇને મુજને કેમ નડેછે?
શું મેં એવું કર્મ કર્યું છે તે મુજનેજ દમેછે. ટેક.
ગુર્જર દેશ વિશે ગુણવંત શ્રીપૂર સારૂં શોભે;
દુઃખીઆરી એક મુગ્ધાને દેખું જીવ કેમ મારો થોભે;
બારજ વર્સ થયાં બાળકને સોળ મને પૂરાં;
રાસ એની કેમ મળતી આવે એને ચાર અધૂરાં;
બુદ્ધિનું તે ઠિંટ મળે નહિ મૂર્ખતણો સરદાર;
આવા અજ્ઞાનીથી થાશે શીજ ગતિ આ નાર;
વિધાતા લખતાં વિસરી કે શાથી આ વિતેછે,
શું મેં એવું કર્મ કર્યું છે તે મુજનેજ દમેછે. ૧
મા બાપે મુજ વેરી થઇને પરણાવી અહીં દીધી;
નાની વયમાં વગર વિચારે દુઃખી મુજને કીધી;

પરણાવી અજ્ઞાનપણામાં એવાં એ પાપી;
પરણાવી નિજ ઘરમાં રાખી મોટી થઈ તથાપી;
અરે ઇશ! હું આવા દાહાડા કેમ કરી ગાળું;
હજી પીટ્યો છે છેક અજ્ઞાની બોલે છે કાલું;
ખારે વરશે સૌ બાળાઓ શ્વસુરપક્ષ સેવે છે;
શું મેં એવું કર્મ કર્યું છે તે મુજનેજ દમે છે. ૨
ગને વળાવી સોળે વરસે એવાં પાપી જન;
અરે ઇશ! આ નથી સંખાતો કામ તાપ મુજ તન;
ગુલાબની કળીઓ સમ મારૂં જોબન ખીલ્યું જાણ;
કલીઓને ચુંટનાર માળી નથી મળ્યો ગુણવાન;
જો પાણી પાનારો મળશે જોબનની કલીઓને;
તોજ ખરેખર ખીલી ઉઠશે ખુબી તેની જોને;
તે માટે જોબનની કલીઓ સ્વામીને ઝંખે છે;
શું મં એવું કર્મ કર્યું છે તે મુજનેજ દમે છે. ૩
વિષ વિષ પેરે સગળાવીને હુંતો એને થાકી;
દુઃખના દરિયામાં બુડી હવે કાંઈ નથી બાકીઃ
ભણવું, ગણવું જાણે નહીને રમતો રડ્યો ફરેછે;
અરે રામ! હું શું શું વર્ણવું કહેતાં લાજ આવે છે;
સગજાવ્યો સમજે નહી એવો છે પીટ્યો અજ્ઞાની,
જાણે એતો ઝાલી આણ્યું ખરૂં જનાવર રાની;
સ્વપ્ને સ્વામિતણું સુખ છે નહીં માટે પેટ બળે છે:
શું મેં એવું કર્મ કર્યું છે તે મુજનેજ દમે છે. ૪

સમાવ્યું સમે નહિ એવું મઠ્યું જુવાની જોર;
સ્વામિ વિના કેમ સમે હું દુઃખ પામુંજ અઘોર;
જારકર્મ કેમ મુજથી થાએ ઊંચા કુળની નાર;
અરે ઇશ દુઃખ દરિયામાંથી બચાવ કાઢી બહાર;
ચણીઆ, ચોળી ને આરૂ છે ઓર ઘણાં મારે;
✓પણ સ્વામિની ખામી તેથી કામ પિડે અત્યારે;
અરે પ્રભુ! કોમળ અબળાપર જૂલમ કેમ કરે છે;
શુ મેં એવું કર્મ કરયું છે તે મુજનેજ દમે છે. ૫
નણદી ગારી વઢકારી ને સાસુ સોક સમાણી;
અરે ઇશ! આ નવિ સાસૂ મુજ કરમે કયાંથી આણી;
નણદીને રાંડ ગાળો દે છે તોએ તેનું બાલે;
અરે ઇશ! મારે સૌ વેરી થયુંજ વર્ષે સોળે;
વારે વારે નજરે આવે દેખી કષ્ટ પમાએ;
અરે ઇશ! રાત્રીને વિશે સજ્યા ખાવા ધાએ;
કશી વાતના કોડ ન પહોચ્યા નિરાશ કેમ કરે છે,
શું મેં એવું કર્મ કરયું છે તે મુજનેજ દમે છે. ૬
પલંગ ઉપર કહિ નહિ પોઢી કાંઇ દિન રમેરે સ્વામિ સંગે;
વળી રાત્રીએ સ્વામી સંગે રમી નહીં રંગે;
અરે! શિંપાળાની જામિનીમાં કોને ભીડું બાથ;
અરે રામ! દુઃખ દરિયામાંથી છોડવ ગૃહિને હાથ;
આવા અતિ અપરાધી ધારા કોણે ચાલુ કીધા;
મા બાપે મુજને પરણાવી ખરા નિસાસા લીધા;

અરે! મહીધર અતિશય મુજને કામ તાપ પિડે છે;
શું મેં એવું કર્મ કર્યું છે તે મુજનેજ દમે છે. ૭

(એમ કહી મૂર્છા ખાય છે, ને થોડી વારે શુદ્ધિમાં આવ્યા પછી દુઃખના આવેશમાં વિચાર કરતી કરતી ત્યાં ને ત્યાં સુવે છે. નિદ્રાવશ થાય છે, એટલામાં નાની બાઇ આવે છે.)

નાની બાઇ.

ભાભી! ઓ ભાભી!

ભાભી.

(જાગી ઉઠે છે.) હાં! શું છે બેન!

નાની બાઈ.

લ્યો, આ તમારે પિયરથી કાગળ આવ્યો છે..

ભાભી.

બેન! કોણ આવ્યું છે.

નાનીબાઈ.

વાંહે જતું તું, તે વાંહે ને વાંહે કાશદ મોકલ્યો! આ હા....શાં લાડ!!

ભાભી.

તેમાં એટલું બધું વધતું ઓછું બોલવાની શી જરૂર છે!

નાનીબાઈ.

શી તે એજતો. હજી ખબર નથી પડી ત્યાં હુધી ઠીક છે. મારા જેવો સાઠ વરસનો વર મળ્યો હોત, તો

કુણ જાણે શું એ કરત,

ભાભી.

મોટે દુઃખ, ત્યારે નાને પણ શું સુખ છે?

નાનીબાઇ.

અરે! નાનો સારો પણ મોટો ખોટો.

ભાભી.

એ પ્રકાર વિત્યુ એટલે એજ ખોટો તો.

નાનીબાઇ.

(વચ્ચે ખાલી ઉઠે છે.)

હા..હા.. નાનો તો સારો ..સારો.. સારો.

ભાભી.

બહુ થયું હવે, લગાર આ કાગળ વાંચવા દેશો?

નાનીબાઇ.

વાંચોને:. કોણે તમારા હાથ ઝાલ્યા છે?

(એમ કહી જાયછે.)

ચંચળ.

(કાગળ ફોડી વાંચે છે)

" શ્વસૂર પક્ષમાં પધારે ઘણા દિવસ થઆ, તેથી
"અત્રે સૌકોએ તારા પત્રની વરસાદની માફક વાટ જોઇ
"અંતે તારા તરફથી નિરાશ થઆં એટલે તારી ખબર
"ને માટે અત્રેથી એક જાસુદ પ્રેર્યો."

"ખાન તું છું તો ડાહી, તને કાંઇ કહેવું પડે તેમ

''નથી, તોપણ મારા ધર્મ પ્રમાણે મારે બેવાનાં કહેવાં જોઇએ"

### ગરબી.

અચકો મચકો કારેલી. એ રાગ.

વિનય થકી વર વશ કરજે. ટેક.
સાસરિયામાં ગઇલી સખી,
શુભ બોધ કરે સાહેલી બેન; વિનય.
આડું અવળું આવલોકિશમાં,
તું શુણજે આળસ મેલી બેન; વિનય. ૧
મંત્ર જંત્ર જુઠાં ગણજે,
બહુ ફરિશ નહિ પર ફળિયે બેન; વિનય.
જે કંથ કહે તે કૃત કરજે,
કદિ રાત્રિયે નહિ રઝળિયે બેન; વિનય. ૨
સાસૂ સસરાને નિત્ય નમજે,
તું બારિક અંબર તજજે બેન; વિનય.
મર્યાદા માનવિની ધરજે,
ભાવેથી ઇશ્વર ભજજે બેન; વિનય. ૩
તું પતિ વૃતા વૃત આદરજે,
પતિ ગણજે પ્રાણથી પ્યારો બેન; વિનય.
નણદીથી હેત ઘણું કરજે,
ધરજે તું રૂડો ધારો બેન; વિનય. ૪
લોકો પાછળ અપયશ બોલે,

એવું કશુંએ નહિ કરિયે બેન; વિનય.
કદિ વેણ ન વદિયે લાજ તજી,
ઇશ્વરથી દિલમાં ડરિયે બેન; વિનય. ૫
તું સંપ કરીને સંચરજે,
ઠરજે સ્થિર થઇ સાસરિયે બેન; વિનય.
તું ધર્મ પરિપૂરણ[૧] ધરજે,
પરઘર ઝાઝું નહિ ફરિયે બેન; વિનય. ૬
જોવશા ભર્તાર કરી લીધો,
તો જગત બધી યશ ગાશે બેન; વિનય.
જો કે'ણ કુડાં મુખથી વદિતો,
કુળની કીર્તિ કરમાશે બેન; વિનય. ૭
જો ભૂત તણું તે તૂત કર્યું,
તો ભમીશ ભવમાં ભૂલી બેન; વિનય.
સખી મારી શિક્ષા માનિશતો,
કેહેવાઇશ નાર અમૂલી બેન; વિનય. ૮
પરનર વિષધરથી છે વસમો,
તું અંતર એમ સમજજે બેન; વિનય.
તું સિતા, પંચાલી સારખી,
સૃષ્ટીમાં સતિ નિપજજે બેન; વિનય. ૯

માયા ભાવ રાખજે. મુજ સરખું કામકાજ બેલાશક ફરમાવવું. સંવત ૧૯૨૭ના પોષ વદ ૨ ને વાર રવિ.

---

૧ પરિપૂર્ણ

(વાંચી રહ્યા પછી)

આહા! સખી પત્રદ્વારાએ કેવા સરસ વિચાર જણાવેછે, ને તેના પત્રથી મને કેટલી બધી ધૈર્યતા મળેછે, તો તે હોય તો ખરેખર મારૂં અર્ધ દુઃખ ઓછું થાય.

અરે રામ! તે પણ ક્યાં છે! (નિશ્વાસ નાંખે છે.) (થોડા વાર વિચારમાં ને વિચારમાં કાગળ હાથમાં લેઇ બેશી રહ્યા પછી—) અહો! હું બેશી કેમ રહીછું!

પેલો કાશદ જવાનો હશે, માટે તેને જવાબ લખી આપું. (એમ કહી કાગળ લખી બીડીને કાશદને આપેછે. કાશદકએ તથા ડાહ્યાભાઇનો કાગળ લેઇ જાય છે.)

(સર્વ જાય છે.)

## પ્રવેશ ૩ જો સમાપ્ત.



# અંક ૨ જો.

## પાત્ર.

ડાહ્યાભાઇ .............અમદાવાદનો કુલીન ગૃહસ્થ.

નવિ ..................તેની સ્ત્રી.

મણિભાઇ અને નાનીબાઈ...ડાહ્યાભાઇનાં છોકરાં.

ચંચળ.....................મણિભાઇની સ્ત્રી.

મહાકુંવર....................તેની સખી.

ગાડીવાન કે રસોઇઓ ...મહાકુંવરનો.

ફોજદાર ...............શેહેર ફોજદાર.

શેરખાં, નૂરખાં આદમિયાં...ફોજદારના સિપાઇઓ.

હરજીવનદાસ અને શિવલાલ.ડાહ્યાભાઇની નાતના.

મનોરદાસ અને ગોપાળદાસ. ડાહ્યાભાઇના ભાઇઓ.

વિગેરે સર્વ સગાંવહાલાં અને શેરીના લોક.

સ્થળ, રાજનગર.

## સુચના.

દ્વિતિયાંકમાં તેડાવેલી સખી આવે છે, ત્યારે તેના આગળ પોતાના દુઃખના ઉભરા કેવી રિતે કાઢે છે, ને તેથી સખી પણ કેવી ગળગળી થાય છે, અંતે તે મરવાનું છે એવું બતાવેછે, ત્યારે સખી કેવી રિતે તેને ધૈર્ય આપે છે, પણ તે મનમાં નહિ લાવતાં કેવી રિતે દેહત્યાગ કરે છે, વળી આ નાકટમાં દર્શાવેલો બાળ પૂરૂષ કેવો વિદ્વાન છે તે, અકાળ મૃત્યુ થાય છે ત્યારે ઘરના માણસ કેવી રિતે તેને કાઢવાની ગોઠવણ કરે છે, પણ તે ખબર પડ્યા વિના નહિ રેહેવાથી ફોજદાર આવી કેવો હુકમ કરે છે, ને પાછળથી હાથ ભરાએ કેવો હુકમ કરે છે, મૃત્યુની ખબર સાંભળી ઇષ્ટ મિત્ર કેવી રિતે શોક બતાવે છે, દેશી રિત કેવી ખરાબછેકે એકતો ધણીને દુઃખે આપઘાત કરી મરી ગઇ તોએ મૂર્ખ લોકો કુળવાન ઘર જોઇ ટાંપી રહેલા કેવી રિતે ઉલટી પહેરામણી આપી પોતાના છોકરીઓને જાણ જોઇને દુઃખ દરિયામાં ઉસેટે છે, તે વિગેરેનો ખરે ખરો ચિતાર આપ્યો છે.

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ, ડાહ્યાભાઇની હવેલી.

ચંચળ, મહાકુંવર અને મહા૦ નો ગાડીવાન.

ચંચળ.

અહો! કાગળ લખે કેટલા બધા દિન થયા, પણ હજી કાંઇ જણાયું નહિ, એ શું! એતે આવશે કે નહિ! જંપ એવી તો નથી, પછી તો પરમેશ્વરને માલમ.

(એટલામાં બહાર.)

(ગાડીવાન)

અમારી ચંચળનું ઘર (પરોણા વતે બતાવી) આ કે?

ચંચળ.

(કાંઇક કાને અવાજ પડવાથી, ઉઠીને બહાર આવી, ત્યારે તો સહિયરના ગાડીવાનને દીઠો. તેથી—) હા, હા. એ, એ. ગાડી અહીં લાવોને આ ઠેકાણે (આંગળી વતે બતાવીને) છોડો.

મહાકુંવર.

(ગાડીવાને ગાડી લેઇ જઇને ચંચળે બતાવી હતી તે જગાએ છોડી. મહાકુંવર ગાડીમાંથી ઉતરીને— ) બેન ઉભીછું કે?

ચંચળ.

હા, બેન, આવી કે?

(એમ કહીને ઘરમાં જાયછે એટલે—)

બેન! માંય પ્રશાળમાં થઇને આવવાનું છે.

મહાકુંવર.

ઠીક છે.

(મહાકુંવર ઉપર જાય છે, ને બંને શયનગૃહમાં જઇ એક એક ખુરશી ઉપર બેસે છે.)

ચંચળ.

બેન ક્યાં ઉતરીઘું?

ગમ્મતદાસ.

(વચ્ચે.)

જમીન ઉપરજ તો.

મહાકુંવર.

રાજમેહેતાની પોળમાં.

ચંચળ.

બેન, અહીંજ આવીએ નહિ.

મહાકુંવર.

ના, ના. ત્યાંજ ઠીક છે.

ચંચળ.

ક્યારની આવીછું?

મહાકુંવર.

આજ જ. આવીને તરતજ અહીં આવીછુંને! હજી બીજે કંઇ ગઇ નથી. (શયનગૃહમાં ચારે તરફ જોઇને— )

આહા! શું સુંદર શયનગૃહ!

ચંચળ.

શું દેવતા મેલવાનું!

મહાકુંવર.

તું આવડી બાવરી કેમ બની ગઇછું? તારે શું દુઃખછે!

ચંચળ.

તુ તો અજાણી હઇશતો!

મહાકુંવર.

હા બેન. હું અજાણીજછું, કશુંએ જાણતી નથી.

ચંચળ.

(એટલામાં મણિભાઇ બહાર રમતા હતા, તેની ભણી આંગળી કરીને–) બેન! પેલા બેઠા તે મારા સ્વામિનાથ!

અમ્મતદાસ.

એમના સ્વામીનાથને ધારી ધારીને જોજે હો.

મહાકુંવર.

હૈ! હૈ!

ચંચળ.

હેં, હેં, તે શું! ઓળખતી નથી!

મહાકુંવર.

તું પરણી ત્યારે જોયા હતા, એટલે આજ તો કાંઇ બરાબર સરત નથી. (મણિભાઇને.)

મણિભાઇ! ઓ મણિભાઇ! (મણિભાઇ તેના સામું જુવે છે, એટલે—) અહીં આવો.

ગમ્મતદાસ.

(વચ્ચે.)

શું કામ છે?

મહાકુંવર.

(મણિભાઇએ સામું જોયું, એટલે તેણે પોતાની વહુને એક બીજી સ્ત્રી જોડે બેઠેલી દીઠી. તેમને જોઇને ભાઇ મોઇ ડંડો લેઇ બહાર સિધાવ્યા. તે જોઇ સખી પ્રતે-) અરરર!!!! આ શું!!

ચંચળ.

અરે! કાંઇ કહેવાનીજ વાત નથીને.

મહાકુંવર.

કાંઇ ભણેલો ગણેલો છે, કે વાહ, વાહ.

ચંચળ.

અરે! હું તને એની તે શી વાત કહું!

(એમ કહી રોઇ પડી. આંખમાંથી આંસુધારા ચાલી.)

મહાકુંવર.

(વચ્ચે.)

રૂવેછે શું કરવા! રોવાનુંજછે તો, ઝટદઇને જે કહે વીહુ તે કહી નાંખને!

ચંચળ.

(દોહરો.

કજોડા વાળી કામની, સખીશું બોલે બોલ;
સહિયર શ્રવણે સાંભળી, કરે મણી૦નો તોલ. ૧)

પ્રિય સખી! હું પ્રથમ દિવસે અત્રે આવી ત્યારે મારા મન વિશે ઘણોજ ઉમંગ હતો, પણ તેજ દિવશે શયનગૃહને વિશે ગયા પછી મારા મનમાં અતિ શોક પ્રાપ્તથયો.

દોહરો.

સ્વામિ સબંધ થવાતણો, અતિ હતો ઉલ્લાસ;
આવ્યો અંત ઘડીકમાં, થઇ હુંતો નિરાશ. ૧

આ દુઃખ જોઇને મારૂં કાળજું તો કહ્યું કરતુ નથી, માટે હું જાણુંછું કે મારા દેહનો રિબાવી રિબાવીને અંત્ય આણવા કરતાં આવા દુઃખના સમયમાં દુઃખ શાન્તિને માટે વેળાસર આપઘાત કરી અંત્ય આણું તો સારૂં.

મહાકુંવર.

(ચંચળના નેત્રમાંથી આંસુ ધારા વેહેતી જોઇ વચ્ચે બોલી ઉઠે છે.)

બેન! ગભરામાં. ગભરાઇશ તો ઉલટી ખરાબ થઇશ. ધૈર્ય રાખી રોયા વિના કહે, નહિતો એટલેથીજ રહેવાદે. તું રૂવેછે તે મારાથી ખમાતુ નથી.

### દોહરો.

સંકટ અતિશય સાંપડે, જરિયે ન ગભરાય;
દિન ગાળે હિંમત પકી, તો તે સુખી થાય. ૧

માટે બેન, હોય એતો સંસારમાં સુખ દુઃખ આવ્યાં જ જાય છે.

### ચંચળ.

પણ બેન! મારા જેવું દુઃખ પૃથ્વિ ઉપર કોઇને નહિ હોય. જો થોડું ઘણું દુઃખ હોય, તો તો હું ગણગારૂએ નહિ પણ આતો કાંઇ દુઃખવાળું દુઃખ છે!

### મહાકુંવર.

અરે! તુ જોને આપણે ત્યાં પેલી મહાલક્ષ્મી કેવડી હતી ત્યારે રાંડી હતી!

### ચંચળ.

(આંસુ લોહી નાંખીને)

શયનગૃહ વિશે મેં પ્રવેશ કર્યો, ત્યારે સ્વામિનાથ પલંગપર પોઢેલા હતા. હું તેમને વારંવાર બોલાવું પણ તે કશો પ્રત્યુત્તર આપે નહિ. કેટલીક વખત ઢંઢોળ્યા, ત્યારે ખુંઓ પાડવા લાગ્યા, તેથી અંતે નિરાશ થઇ પલંગની એક ઇસે પડી રહી, ને થોડી વાર સુધી વિચારમાં ને વિચારમાં, આળોટ્યા પછી નિદ્રાવશ થઇ. પણ નિદ્રા તે શી રીતે આવે બેન!

**ગમ્મતદાસ.**

(વચ્ચે.)

શેની આવે.

**ચંચળ.**

(જારી છે.)

બીજા દિવશો પણ તેમજ ગયા. હજી શેઠજી તો માને ધાવવા યોગ્ય છે, ને અહીં તો જોબન ખિલ્યું છે, તેથી કામતાપ સહન થઇ શકતો નથી, તેને કેઇ પેરે સમાવવો તે કાંઇ સુજતું નથી, ને તેથી ખાનપાનાદિક પણ ભાવતું નથી. આવું સરસ શયનગૃહ છતાં મારા મનમાં તો તે એક મશાણ ને પલંગ એક ચિતા સરખાં ભાસેછે, ને તેની અંદર પગ મેલવો પણ બિલકુલ ગમતો નથી. અરરર !!!! પ્રિય સખી! શું કરૂં !!!! (એમ કહી તેના ખોળામાં ઢળી પડેછે ને બેશુદ્ધ થઇ જાય છે.)

**મહાકુંવર.**

(તેને સારી પેઠે શુદ્ધિમાં આણી.)

બેન! તું એટલી બધી હડબડી શીદ જાય છે. આ વખતે હડબડવાનું કાંઇ કામ નથી. ધૈર્ય રાખ્યાનું કામછે.

**ચંચળ.**

ધૈર્ય કાંઇ રાખી રખાતી નથી.

**મહાકુંવર.**

રખાય કે ના રખાય, પણ કાંઇ છુટકો ?

ચંચળ.

મારાથી રહેવાતું નથી. (એમ કહી નિચેની કવિતા ગાયછે.)

ગરબી.

મારા દુઃખ તણી તે વાત, સુણો સખી મારીરે;
પાંચ ઉપરછે વળી સાત, સુણો સખી મારીરે. ૧
મારા પ્રાણ તણી તે વય, સુણો સખી મારીરે;
મારો જાય જોબનનો સમય, સુણો સખી મારીરે. ૨
મને સોળ થયાંછે વર્ષ, સુણો સખી મારીરે;
મને રંગે રમ્યાનો હર્ષ, સુણો સખી મારીરે. ૩
મને મળ્યો નાનકડો નાથ, સુણો સખી મારીરે;
ઓજો માણું તે કોની સાથ, સુણો સખી મારીરે. ૪
તે તો ઝલે છે બાળક સાથ, સુણો સખી મારીરે;
હવે કોને બીડું જઈ બાથ, સુણો સખી મારીરે. ૫
એ નાદાન નહિ મુજ યોગ, સુણો સખી મારીરે;
લાગ્યા છે પૂરણ[1] ભોગ, સુણો સખી મારીરે. ૬
નથી તે પિટયાને ભાન, સુણો સખી મારીરે;
ક્યારે આવશે એને સાન, સુણો સખી મારીરે. ૭
મને પ્રેડ પીડે છે તંન[2], સુણો સખી મારીરે;
તેથી વશ નહિ મુજ મંન[3], સુણો સખી મારીરે. ૮
વળિ વિદ્યા તણો નહિ જાણ, સુણો સખી મારીરે;
આને દેનાર કન્યાદાન, સુણો સખી મારીરે. ૯

---

૧ પૂર્ણ. ૨ તન. ૩ મન.

કેવા મૂરખ[4] માત ને તાત, સુણો સખી મારીરે;
વિવાહ કીધો જોઇ કુળ જાત, સુણો સખી મારીરે. ૧૦
વિવાહ વખતે ઝુલતો પ્રાણ, સુણો સખી મારીરે;
પારણા માંહે પોઢ્યો જાણ, સુણો સખી મારીરે. ૧૧
ત્યારે રમતી ફરતી હુંય, સુણો સખી મારીરે;
સમજુ નહિ પરણવું શુંય, સુણો સખી મારીરે. ૧૨
જ્યારે વર્ષ થયાં મને આઠ, સુણો સખી મારીરે;
ત્યારે પિતા રચ્યો રૂડો ઠાઠ, સુણો સખી મારીરે. ૧૩
મને પરણાવી બાળક સાથ, સુણો સખી મારીરે;
જાણ્યું રૂડો હશે મુજ નાથ, સુણો સખી મારીરે. ૧૪
મને હતા ઘણેરા કોડ, સુણો સખી મારીરે;
પણ મળતી મળી નહિ જોડ, સુણો સખી મારીરે. ૧૫
તેને સમજાવું બહુ પેર, સુણો સખી મારીરે;
પણ સમજે નહિ તે વેર, સુણો સખી મારીરે. ૧૬
નિષ્ફળ થઇ બહુ મંન[5], સુણો સખી મારીરે;
મુજ ખિલ્યું જુવાની તંન[6], સુણો સખી મારીરે. ૧૭
કામ તાપ ખમ્યો ન ખમાય, સુણો સખી મારીરે;
કોમળ કાયે તે કેમ સંખાય, સુણો સખી મારીરે. ૧૮
પૈસાને કરૂં શુંય, સુણો સખી મારીરે;
મને ગમે નહિ કશુંય, સુણો સખી મારીરે. ૧૯
એવું દુઃખ ઘણેરૂં જાણ, સુણો સખી મારીરે;

---

૪ મૂર્ખ.    ૫ મન.    ૬ તન.

તેથી ઇચ્છું છું કાઢવા પ્રાણ, સુણો સખી મારીરે. ૨૦
શું કહું તને વારંવાર, સુણો સખી મારીરે;
નથી સંખાતું તિલભાર, સુણો સખી મારીરે. ૨૧
છે પતિ મારો હયાત, સુણો સખી મારીરે;
પણ જાણો વિધવા જાત, સુણો સખી મારીરે. ૨૨
બાળાઓના નિશાશાનું પાપ, સુણો સખી મારીરે;
લેછે પોતે શિર માબાપ, સુણો સખી મારીરે. ૨૩

(એમ કહી મૂર્છા ખાય છે.)

**મહાકુંવર.**

(ચંચળને સજાક કરી, પોતાના નેત્રમાં આંસુધાર વહે છે.-ને-)અરરર!!સખી આ દુઃખની તો અવધીછે.પરમેશ્વરને કહુંછું કે માબાપના વાઢનાર દુશ્મનને પણ આવું દુઃખ ના હશો. હશે, બેન થવાનું હતું તે થયું. એમાં કોઇનો કાંઇ ઉપાય નથી. હશે, હવે તો હું જઇશ બેન. ઉતારે રસોઇ ખરોઇ કરાવી જમીને પાછી અહીં આવીસ.

**ચંચળ.**

આજ ઘણે દહાડે મળીછું, ત્યારેતો લગાર બેશ. છેલીવારનું મળવું છે.

**મહાકુંવર.**

હેં!હેં! જોજે એવું કરતી. એવું કરીશ તો ઉલટી આત્મહત્યા લાગશે. આપણે થોડા દિવશ પછી સર્વ લોકોને બહારની વાડીમાં બોલાવી, તારૂં દુઃખ જાહેર ક-

રીશું. તેથી જો કાંઇ તે આંધળાં માબાપોની આંખો ઉ-ઘડે તો! બીજો તો કાંઈ એમાં ઉપાય નથી.

લે બેશ બેન, હું તો જાઇશ હવે. બાઇને તરત પાછી આવીશ.

(ચંચળ કાંઇ જવાબ આપતી નથી.)

(મહાકુંવર ગાડીમાં બેશી પોતાને ઉતારે જાયછે.)

(સર્વે જાયછે.)

પ્રવેશ ૧ લો સમાપ્ત.



# પ્રવેશ ૨ જો.

સ્થળ, ડાહ્યાભાઈની હવેલીનો મેડો.

ચંચળ અને એક કોરે મણિભાઇ.

ચંચળ.

(હાથમાં ખડ્ગ લેઇને)

અરે રામ! સખી પણ એમજ કહીને ગઇ કે એમાં કોઇનો ઉપાય નથી, ને આપણે બહારની વાડીએ લોકોને એકઠા કરી સર્વ દુઃખ જાહેર કરીશું, પણ તેમાં મારૂં શું ઉઘડશે! કદાપિ જાહેર કરીશું તો લોકો જાણશે, પણ તેથી કાંઇ સુખ થાય એવું છે! ના. ત્યારે ખાલી, તે ગાથાકુટ શું કરવા કરવી પડે! આત્મહત્યા લાગવાની હશે તો લાગશે,

પણ હવે તો મારા દેહનો ત્યાગજ કરૂં, નહિતો હું મારા જન્મારામાં કદી પણ આ દુઃખમાંથી મુક્ત થવાની નહિ, માટે હવે છેલ્લો ઉપાય એજ છે. હે ઇશ્વર! હું તને છેલ્લી પ્રાર્થના કરૂંછું કે આવું દુઃખ મને આપ્યું તો આપ્યું પણ હવે કોઇને આપીશમા. મારાં માબાપ જેવાં કોઇનાં માબાપ નિર્દય કરીશમા. આવા દુઃખથી કાયર થએલો જીવ તારે ખોળે આવવાને આતુર છે, તે આવે છે, માટે તેને તું તારી મેળે સંભાળી લેજે. આત્મહત્યાનો દાપ તો હું મારાં માબાપ ઉપરજ મુકુંછું.(એમ કહીને પોતાના ગળા ઉપર ખડગનો પ્રહાર કર્યો; તેથી તેનો જીવ ગયો, ને ધબદઇને હેઠે પડી; તેનો ધબાકો નિચે સંભળાયો, તેથી ત્યાંથી અવાજ આવેછે.)

**અવાજ.**

અલ્યા મણિયા શું છે?

**મણિભાઈ.**

અરે આ નોંધ આંદ હુટી ટનો ઢબાકો ઠયો.

(એમ કહી નિચે જાયછે.)

**પ્રવેશ ૨ જો સમાપ્ત.**



# પ્રવેશ ૩ જો.

## સ્થળ, ડાહ્યાભાઈની હવેલી.

ડાહ્યાભાઈ, નવિ, મણિભાઇ, નાનાબાઇ તથા બી-જાં કેટલાંક સગાંવહાલાં, અને ચંચળનું શબ.

ડાહ્યાભાઇ.

(મણિભાઇ નિચે આવ્યો તેને જોઇને)

અલ્યા, મણીઆ! ઉપર શું હતું?

મણિભાઇ.

બાપા એરા પેની આંદ હુટી.

ડાહ્યાભાઇ.

તેનો આટલો બધો ધબાકો શો?

મણિભાઈ.

આંદ ઉબેઠી પદડું મેલું.

ડાહ્યાભાઇ.

ઉભેથા તે પડતું મુક! લાવને જોઉં તો ખરો શું છે!

(એમ કહી ઉપર જાય છે.)

(ઉપર જાઇ જુએછે તો ચંચળને મુએલી દીઠી, તેથી સ્ત્રી પ્રતે)

અલી અહીં આવજે.

નવિ.

(ઉપર આવીને)

શું છે?

ડાહ્યાભાઇ.

અહીં તો આવ.

નવિ.

(ત્યાં જઇ જુવેછે તો ચંચળને મરી ગએલી દીઠી. મનમાં તો રાજી થઇ, પણ બહારથી)

આ શું! શાથી મરી ગઇ હશે!

ડાહ્યાભાઇ.

કોણ જાણે કે શાથી મરી ગઇ. હશે, જે થયું તે ખરૂં. હવે કાંઇ ગડબડ કરવી નહિ, નહિ તો વળી ફોજદાર બોજદાર જાણશે.

(એમ કહી મણિભાઇ તથા નાની બાઇને-)

મણિયા! તમે બંને ઉપર આવો.

બંને.

(સાથે)

આવિયે. (એમ કહી ઉપર આવ્યાં.)

ડાહ્યાભાઈ.

મણિયા! જા તું જઇને નાના ને મોટા કાકાને છાનો માંનો તેડી આવ.

**મણિભાઈ.**

ટેદા આવું.     (જાય છે.)

**નવિ.**

નાની! તમે તમારી કાકીઓને બોલાવી લાવો.

**નાનીબાઈ.**

જઉં     (જાય છે.)

(એમને તથા પછીથી બીજાં સગાંવહાલાંઓને તેડાવ્યાં ને તે સર્વ આવ્યાં. સર્વ હકિકતથી વાકિફ થઈ, ફોજદાર ન જાણે તેમ મડદું કાઢી ફુંકી મુકવાની ગોઠવણ કરવા લાગ્યા. સર્વ સામાન તૈયાર કરી મડદું કાઢે છે, એટલામાંતો શેહેરમાં ઘેર ઘેર વાત પ્રસરીને ફોજદાર પાસે પણ ગઈ, તેથી ફોજદારના સિપાઈઓએ આવી ગડદું અટકાવ્યું.)

**પ્રવેશ ૩ જો સમાપ્ત.**

---

# પ્રવેશ ૪ થો.

**સ્થળ, રાજા મેહેતાની પોળમાં મહાકુંવરનો ઉતારો.**

મહાકુંવર, અને તેનો ગાડીવાન કે રશોઈઓ.

**ગાડીવાન કે રશોઈઓ.**

(મહાકુંવર ઉપર છે એવું જોઈને)

બા! ઓ બા!

મહાકુંવર.

શું કહે છે!

ગાડી૦ કે રશોઇઓ.

ચંચળ બા સારાં હતાં.

મહાકુંવર.

(સમજી નહિ તેથી)

તે, શું છે! જે કહેતો હોય તે કહી નાંખને!

ગાડી૦ કે રશોઇઓ.

આટલું બધું થયું તોએ તમે જાણતાં નથી! મારી તો કહેતાં જીભ ઉપડતી નથી. (એમ કહી રોઇ પડે છે.)

મહાકુંવર.

કહેતોહુ તો ઝટદઇને કહી નાંખને. તુ આમ કરે છે તે મને ગમતુ નથી. મારો જીવ તો એનું દુઃખ જોઇ-ને પડીકે બંધાયો છે, ને તુ વળી આમ કરે છે.

રશોઇઓ.

મારી જીભ ઉપડતી નથી. (એમ કહી અછીતરે-હથી રૂવે છે.

મહાકુંવર.

શું ત્યારે તેણે સ્વર્ગવાસ કર્યો એમ તું કહે છે!

રશોઇઓ.

હા! એમણે આપઘાત કર્યો.

મહાકુંવર.

હે! હે! મારી સખી ગઇ! અરર!! છેલે મનેજ દગો દેઇને ગઇ કે! (એમ કહી મૂર્છા ખાય છે.)

(રશોઇઓ તેની આસનાવાસના કરી તેને સારી પેઠે સુદ્ધિમાં આણે છે, સુદ્ધિમાં આવ્યા પછી)

લલિત છંદ.

પરમ ધામને આજ લાગિયો,
દુઃખ તણો દરીઆવ જાગિયો;
અરર હાયરે દુઃખી મુજને,
જવું ખરે ગમ્યું કેમ તુજને. ૧
પ્રિય સખી અતી દુઃખ થાય છે,
હૃદય માહરૂં ફાટી જાય છે;
નયનથી વહે ધાર આંસુની,
તુજ વિના પડી વિશ્વમાં સુની. ૨
કપટ કેમ તેં મુજથી કર્યૂં,
દુઃખનિહાળીને ચિત્તતો ફર્યૂં;
પ્રથમ મેં તને આવી જાણી ના,
રજ દયા દિલે મારી આણી ના. ૩
જવું હતું સખી આમ તાહરે,
શીદ લખી મને તેડી આંહરે;
જગત છોડી તેં દુઃખ ટાળિયું,
પણ સખી ભણી તેં ન ભાળિયું. ૪

ગજબ કારમો તે થઈ ગયો,
બહુજ શોકતો અંધારે થયો;
અસર આટલી થાત નાં મને,
મરણ આવિયું જો હોતતો તને.

અરે રામ! હું હવે મારા સુખ દુઃખની વાત કયાં કરીશ! મારૂં દુઃખ જોઇને મને હવે કોણ ધૈર્ય આપશે! હે સખી! હું સ્વામિ સાથે કોઇ દિન લઢી હઇશ ખરી, પણ તારી સાથે કદાપિ લઢી નથી, ને તું મારાથી રિસાઇ મને અહીં એકલી મેલીને કેમ ગઇ! શું મેં તારૂં કંઇ બગાડ્યું હતું, તે તું મને આટલી દુઃખી કરવા આવી હતી! સ્વામિ કદાપિ કોઇ દિન ના બોલે, તો પણ મારે તું હતી, એટલે મને તે દિવસો તો એક સ્વપ્ન દાખલ લાગતા. કોટિ ઉપાયે પણ હવે તું કદાપિ મળવાની છું. હું મન તો ઘણુંએ વાળું પણ હે સખી! મારૂં મન કશાથીએ શાન્તિ પામતું નથી. અરેરેરે! હું શું કરૂં! (એમ કહી મૂર્છા ખાય છે. થોડી વારે શુદ્ધિમાં આવ્યા પછી પાછી વળી– )

રામ! રામ! સખી તો ગઇ હે! અહો! શી ડાહી ને શાણી હતી! હવે એ સખી ફરીને મળવાની છે! (એમ કહી અછી તરેહથી રૂવે છે. રશોઇઆ તેને છાની રાખેછે. પછીથી શોકની મારી થોડીવાર આરામ લે છે.)

**પ્રવેશ ૪ થો સમાપ્ત.**

---

# પ્રવેશ ૫ મો.

**સ્થળ, ડાહ્યાભાઈની પોળ.**

ડાહ્યાભાઈ, મનોરદાસ, ગોપાળદાસ, ચંચળનું શબ, ફોજદાર, નૂરખાં, શેરખાં, ચાંદમિયાં, વિગેરે સર્વ સગાંવહાલાં અને શેરીના લોક.

**નૂરખાં.**

(ડાહ્યાભાઈ વિગેરે ને મડદું કાઢતાં જોઇને)

અબે, મડદું મત કાડિયો. ફોજદાર સાબ આતે હૈ.

**ગોપાળદાસ.**

મિયાં સાબ! કાયકુ બાસતે મડદા રોકતા હો.

**નૂરખાં.**

ફોજદાર સાબ કિયા હૈ, સો બાસતે.

(એટલામાં શેરીમાં)

**ચાંદ મિયાં.**

અબે ડોસા! ચલ. રસ્તે મેંથી ખીસ.

(ડોસો ખસી જાય છે.)

(અગાડી બે સિપાઇ સહિત ફોજદાર આવી પહોંચે છે.)

**ફોજદાર.**

(કોઇ પાડોશીએ બિછાનું નાંખ્યું તે ઉપર બેસીને)

ઘરનો ધણી કોણ છે?

ડાહ્યાભાઇ.

(ત્યાં આવી, વેગળો ઉભો રહીને)

સાબ હું છું.

ફોજદાર.

કોણ મરી ગયું છે?

ડાહ્યાભાઇ.

સાબ. છોયાની વહુ.

ફોજદાર.

કેવડી હતી?

ડાહ્યાભાઇ.

સાબ, વરહ હોળેકની હતી.

ફોજદાર.

શાથી મરી ગઇ?

ડાહ્યાભાઇ.

સાબ, તાવ આવતો હતો.

ફોજદાર.

તમે જુઠુ બોલો છો. ચાલો, અહીં આવો તમારી જુબાની આપો.

(ડાહ્યાભાઇ આગળ આવી ઉભો રેહેછે, એટલે–)

બોલો, તમારૂં નામ શું?

ડાહ્યાભાઇ.

ડાયાભાઇ.

ફોજદાર.

મરનાર બાઇ તમારે શી સગી થાય?

ડાહ્યાભાઇ.

સાબ, છેયાની વહુ.

ફોજદાર.

તે શાથી મરી ગઇ?

ડાહ્યાભાઇ.

સાબ, તાવ આવતો હતો, તેથી.

ફોજદાર.

કેટલા દિવસ થયાં આવતો 'તો?

ડાહ્યાભાઇ.

સાબ, દા'ડા દશેક થયા.

ફોજદાર.

એ મરી ગઇ, ત્યારે તમે ક્યાં હતા?

ડાહ્યાભાઇ.

સાબ, ઘેર હતો.

ફોજદાર.

તમે તેની પાસે હતા?

ડાહ્યાભાઇ

ના, સાબ.

ફોજદાર.

ત્યારે ?

**ડાહ્યાભાઇ.**

સાબ, હેઠે બેઠો હતો.

**ફોજદાર.**

શું ત્યારે તે મેડે મરી ગઇ?

**ડાહ્યાભાઇ.**

હા સાબ.

**ફોજદાર.**

એ મરી ગઇ, ત્યારે કોણ કોણ તેની પાસે હતું?

**ડાહ્યાભાઇ.**

સાબ, કોઇ નહીં.

**ફોજદાર.**

તાવની તો તમે જુઠી ગપ મારી હોય, એવું તમારી બોલી ઉપરથી જણાય છે.

**ડાહ્યાભાઇ વિગેરે બે ત્રણ.**

ના સાબ, ગપતે કોઇ મારે!

**ફોજદાર.**

ઠીકછે. હવડે દાકતર ને ત્યાં મડદું મોકલીશું એટલે જે હશે તે જણાશે.

ખબરદાર! હુકમ સિવાય મડદું કાઢ્યું તો.

(ફોજદાર તેની જુબાની વાંચી સંભળાવી ને જાયછે.)

**મનોરદાસ.**

(એક ડાહ્યાભાઇના પાડોશીને)

મેહેરબાન, આ વખતે તમારો ખપ પડ્યો છે.

પાડોશી.

કશી હરકત નહિ, હવણાં હુકમ લાવુંછું, પણ રૂપીઆ ખર્ચ જોઈશું.

મનોરદાસ.

ઠીક છે. જાઓ ને ઝટપટ હુકમ લાવોને.

(પેલો જઈ ફોજદારને ખર્ચ રૂપીઆ મનોરદાસના કહેવા મુજબ આપી આવે છે ને હુકમ લાવે છે. પછી મડદું બાળી આવે છે.)　　(સર્વ જાય છે.)

પ્રવેશ ૫ મો સમાપ્ત.

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ, ડાહ્યાભાઈની હવેલી.

ડાહ્યાભાઇ તથા નવિ, તથા પછીથી હરજીવનદાસ અને શિવલાલ.

ડાહ્યાભાઈ.

(મંચળને મુએ બે ત્રણ દિન તો થઆ નથી, એટલામાં તો—)　　(નવિને)

હરજીવનદાસના ને શિવલાલના ઘરનું માગું આવ્યું હતું. કેમ તારી શી મરજી છે?

નવિ.

શિવલાલનું ઘર તો ગરીબ, વળી તેની વહુએ હારી નથી, ને છોડી બારજ વરહની છે, માટે હરજીવનને ત્યાંજ આપણે તો વિવા કરવો.

ડાહ્યાભાઇ.

મારી નજરમાં પણ એમજ આવે છે. વળી શિવલાલ કરતાં એ પેહેરામણીનાએ પચાસ વધારે આપેછે.

(એટલામાં શિવલાલ આવે છે.)

શિવલાલ.

કેમ શેઠજી!

ડાહ્યાભાઈ.

હારૂ આવો.

શિવલાલ.

હા. કેમ ચંદન વેરે કરશો કે? દોઢસો પહેરામણીના આપીશું.

ડાહ્યાભાઇ.

ના. ત્રણહેં હોય તો કરીએ.

શિવલાલ.

ત્યારે તમારી ખુશી. એટલું બધું અમારા ગરીબનું ગજુ નહિ.

(તે જાય છે, એટલામાં હરજીવન આવે છે.)

હરજીવન.

કેમ છે શેઠજી! બેઠા છો!

ડાહ્યાભાઇ.

હા. આવો.

હરજીવન.

અમારી પરશન વેરે કરશો કે? બહું પહેરામણી ના આપીશું.

ડાહ્યાભાઇ.

તમે કે 'કે' કરો છો, ત્યારે અમારાથી ના નથી પડાતી નહિ તો હમણા શિવલાલ ત્રણહે આપવાનું કહી ગયા, પણ મેં જાણ્યું કે પેલું એમને કહ્યું છે, ને હવે કોણ ના પાડે!

હરજીવન.

હશે. લ્યો આ રૂપીઆ.

(એમ કહી રૂપીઆ આપી, ચાલ્યા કરી જાય છે.)

(સર્વ જાય છે.)

પ્રવેશ ૬ ઠો સમાપ્ત.



# ત્રતિયાંક પ્રારંભ.

પાત્ર.

ઘેલાભાઈ.........નડિયાદનો ધનાઢ્યઅને કુલીન ગૃહસ્થ. (ચંચળનો પિતા.)

સરજા..............તેની સ્ત્રી.

વિજ્ઞાનદાસ ......મહાકુંવરનો ભર્તા.

મહાકુંવર.........વિજ્ઞાનદાસની સ્ત્રી.

ન્યાયાધિશ........અમદાવાદની મુખ્ય ન્યાય-સભાનો.

ફોજદાર ..........શેહેર ફોજદાર. (લાંચિયો.)

ગાડીવાન........ઘેલાભાઇનો.

ડાહ્યાભાઇ—.......ઘેલાભાઇનો વેહેવાઈ.

ન્યાય—સભાના સર્વ સભા જનો, અને ફોજદાર તથા ડાહ્યાભાઇનાં કેટલાંક સગાં વહાલાં, અને કેટલાક પરાયા જોવા આવેલા લોક વિગેરે.

સ્થળ, રાજનગર.

## સૂચના.

તૃતિયાંકમાં દેશ—હિતેરછુ લોકો થતાં દુષ્ટ કર્મ અટકાવવાને કેવો પ્રયત્ન કરેછે. અંતે પાપનો ઘડો ફુટ્યા વિના નહિ રહ્યાથી લાંચ લેનાર, દેનારની કેવી વલે થાયછે, એ વિગેરેનો ચિતાર આપ્યો છે.



# પ્રવેશ ૧ લો.

સ્થળ, કાકરિયું.

ઘેલાભાઇ, વિજ્ઞાનદાસ, સૂરજ અને ગાડીવાન.

ઘેલાભાઇ.

કેમ વિજ્ઞાનદાસ! હવે શેહેર કેટલું દૂર હશે?

વિજ્ઞાનદાસ.

હવે દૂર શું! આ આવ્યું ને.

ઘેલાભાઇ.

કાકરિયું આવે એટલે કહેજો.

વિજ્ઞાનદાસ.

આ કાકરિયુંએ આવ્યું. શું કામ છે!

ઘેલાભાઇ.

ત્યાં આપણે ખાવું ખાઇને શેહેરમાં પેસીશું.

વિજ્ઞાનદાસ.

એમ તે થાય. ક્યાં આપણે વેહેવાઇને ત્યાં જવું છે, તે હરકત છે.

ઘેલાભાઇ.

પણ ના, ના આજ તો ખાવુંજ ખાઇશું.

(એમ વાત ચીત કરતામાં કાકરિયું આવ્યું, એટલે ગાડીવાનને.)

અલ્યા ગાડી અહીં રાખય.

(ગાડાવાને ગાડી રાખી એટલે તેમાંથી સર્વ ઉતરી પડ્યાં. ઘણી રગઝગ કીધા પછી સર્વ જણે ખાવું ખાધું. પછી ત્યાંથી શેહેરમાં જઇ ચંચળને સાસરે મોકાલી દઇ, મહાકુંવરને ઉતારે ગયાં.)   (સર્વ જાય છે.)

પ્રવેશ ૧ લો સમાપ્ત.

---

## પ્રવેશ ૨ જો.

---

સ્થળ, મહાકુવરનો ઉતારો. (રાજા મેહેતાની પોળ)

વિજ્ઞાનદાસ, મહાકુંવર, ઘેલાભાઈ, અને સૂરજબાઇ.

**સૂરજબાઇ.**

(પેહેલે દિવસે સાંજરે તો સર્વ થાક્યાં પાક્યાં પડી રહ્યાં, પણ બીજે દિને-)

બેન! એટલામાં તે એને શું થયું? ને એતે શાથી મરી ગઇ!

**મહાકુંવર.**

અરે થયું તો કંઇ નહોતું. હું અહીં આવી, ત્યારે તો તે સાજી શમી હતી, પણ એને હું મળીને વળી, એટલામાં તો વાંસેને વાંસે ખબર આવી, કે ચંચળ મરી ગઇ!

**ઘેલાભાઇ.**

(મહાકુંવરની આંખમાંથી આંસુ પડતાં જોઇને-)

બેન! છાની રહીને કહે. મૂળ તો અમે શોકમાં લીન થઇ ગએલાં, ને તેમાં વળી તું આગ કરે તે કેમ સં-ખાય!!.

(ગળગળો થાય છે.)

મહાકુંવર.

હું એને મળવા ગઇ, ત્યારે એણે મને સર્વ વૃતાંત કહી સંભળાવ્યું, કે જે કહેતાં મારી જીભ ઉપડતી નથી. પણ તમને કહ્યા વિના જાણો તેમ નથી, માટે કહું છું કે, તેને તમે એક નાના સરખા પૂતળા વેરે પરણાવી હતી; ને તેજ કારણથી તેણે પોતાનો દેહનો ત્યાગ કર્યો. હું એને ઘણીએ વારીને તો આવી હતી, પણ તેની લગારે અ-સર તેના મનપર થઇ નહિ; કેમકે મારી પુંઠ થઇ, કે તરતજ તેણે આ જુઠી દુનિયાં છોડી પોતાના દુઃખનો અંત આણ્યો. એ સ્વર્ગ-વાસ થઇ, ત્યારથી મારે એક દિન તો આખા ભવ જેટલો થઇ પડ્યો છે, ને તેને હમે-શાં રોઇ રોઇને ગુજારૂંછું.

વિજ્ઞાનદાસ.

ગુણગ્રાહક મંગળનું જ્યારે આવું અકાળ મૃત્યું થયું, ત્યારે તેમાં કાંઇ સરકાર તરફથી એમના સસરાને કશી હરકત ના થઇ?

મહાકુંવર.

લાંચિયા રાજમાં શેઠ લોકોને હરકત શી!

વિજ્ઞાનદાસ.

હેં! ફોજદાર લાંચિયો છે! આમાં કાંઈ બીજા છુટ કે શું?

મહાકુંવર.

અરે કાંઈ શા વાસ્તે. બારસાં બસો પોળિયાં બિચારા- ઓ કોઈને ઘરમાં પેઠા. વાંસે કોઈ પર કે પુછ કરનારછે?

વિજ્ઞાનદાસ.

તેના ઉપરીઓ કેવા છે?

મહાકુંવર.

તેની તો મને કાંઈ ખબર નથી.

વિજ્ઞાનદાસ.

ઠીક છે. આપણે એ લાંચિયાનું કાટલું કરીશું.

સૂરજબાઈ.

ભાઈ છાંના માના બેશી રહોને. આપણે વળી અહીં પરગામમાં એ શી પળા!

વિજ્ઞાનદાસ.

આપણા ધર્મ પ્રમાણે આપણે ના કરીએ, તો પ- છી એવા લાંચિયાઓનું વેદ કોણ કરે! માટે હું તો ફરિયાદ કરવાનોજ. (સર્વ જાય છે.)

પ્રવેશ ૨ જો સમાપ્ત.

# પ્રવેશ ૩જો

સ્થળ, ન્યાય—દરબાર.

ન્યાયાધિશ, શિરસ્તેદાર, ફોજદાર, વિદ્યાનંદહંસ, ખેલાભાઈ, ડાહ્યાભાઈ, મહાકુંવર, વિગેરે ઘણાં ખરાં. ડાહ્યાભાઈ તથા ફોજદારનાં સગાંવહાલાં, તથા ન્યાય-સભાના સર્વ સભા-જનો, અને નગરના જોવા આવેલા લોકોની ઠઠ.

શિરસ્તેદાર.

(ન્યાયાધિશ પ્રત્યે.)

સાહેબ! આજ તો પેલા ફોજદારના લાંચ બાબતના કામની મુદત છે.

ન્યાયાધિશ.

મિસલ કાઢો, કેમ સર્વ હાજર છે, કે નહી?

શિરસ્તેદાર.

સાહેબ! સર્વ હાજર છે.

(એમ કહી તેના હાથમાં તે કામનાં કાગળિયાં આપે છે.)

ન્યાયાધિશ.

(વાંચીને.)

અહો! કેદી ફોજદાર છે ને શું!

શિરસ્તેદાર.

ત્યારે સાહેબ, હું આપને ત્યારનો શું કહું છું.

(ફોજદારને બોલાવરાવે છે.)

ન્યાયાધિશ.

(ફોજદાર સામો આવી સલામ કરી ઉભો રહે છે, એટલે-) કેમ આ વાત ખરી છે?

ફોજદાર.

સાહેબ! એ તો કોઇ દુશ્મને તુત ઉઠાવ્યુંછે.

ન્યાયાધિશ.

વળી આવું તે કોઇ તુત ઉઠાવતું હશે કે?

તમારી જુબાની આપો.

ભલા! ચંચળ મરી ગઇ, ત્યારે તમે ડાહ્યાભાઇને ત્યાં ગયા હતા?

ફોજદાર.

નારે સાહેબ! હું તે વાત જાણતોજ નથી.

ન્યાયાધિશ.

જાઓ બેસો. તમારી ખાત્રીજ કહી આપેછે, કે એ વાત ખરીછે, ને તમે સમૂળગા ના મુકરર જાઓ છો, એ ઠીક નથી કરતા.

વારૂ! વિજ્ઞાનદાસ કોણ છે?

વિજ્ઞાનદાસ.

(સામે આવી, સલામ કરીને.)

સાહેબ! હું છું.

ન્યાયાધિશ.

આ વાત તમે નજરે જોઇ છે, કે કોઇના કહેવાપરથી કહો છો?

વિજ્ઞાનદાસ.

કોઇના કહેવા પરથી.

ન્યાયાધિશ.

કોના કહેવા પરથા?

વિજ્ઞાનદાસ.

મારી પ્રિયાના કહેવાપરથા.

ન્યાયાધિશ

તે, તે વખતે હાજર હતાં?

વિજ્ઞાનદાસ.

હા, જી.

ન્યાયાધિશ.

ઠીક છે, જાઓ બેસો. પણ તમારી પ્રિયાને અહીં જુબાની આપવા આવવું પડશે.

જોવા ઉભેલામાંથી એક જણ.

(ઊપરનું ન્યાયાધિશનું કથન સાંભળીને)

અલ્યા એમા! મરી ગઆ હાલો. એક હુંડનો ગાં-ગડો ગાળ્યો, એટલે બાંધી થયા કે!

બિજો.

અરે ભાઇ! મરશે તે કેમ! તેડાવશે ત્યારે એમાં તે શું!

વિજ્ઞાનદાસ.

સાહેબ તેડાવું.

(એમ કહી ગાડીવાનને ફરમાવ્યું, એટલે તે ગાડી-

માં બેસાડી મહાકુંવરને તેડી લાવ્યો.)

ન્યાયાધિશ.

(મહાકુંવર પ્રત્યે.)

કેમ, તમે આ ફોજદારના લાંચ બાબતના કામમાં કંઈ જાણો છો કે?

મહાકુંવર.

હા, જી. કંઈક જાણું છું ખરી.

(ત્યાર બાદ કેટલીક પુછપરછ થઇ, અને બીજા પણ કેટલાક શાહેદી લેવાયા, તેથી ફોજદારને માથે તહોમત શાબીત થયું, એટલે તેને લાંચ લીધા બાબત, અને ડાહ્યાભાઇને લાંચ આપ્યા બાબત કેદની શિક્ષા કરી, અને કેટલાક દંડ પણ લીધો.)

મહાકુંવર.

(ન્યાયાધિશે તેમને કેદનો હુકમ કર્યો, ને તેથી તેમને કેદમાં લેઇ ગયા, એટલે ન્યાયાધિશ પ્રત્યે)

જી! મારે કંઇ થોડું બોલવું છે. તેથી આશા છે, કે એમને પણ બેસાડશો. (ન્યાયાધિશે તેમને બેસાડ્યા એટલે)

મહાકુંવર.

ઇશ્વરને ત્યાં સર્વનો ન્યાય એકજ ત્રાજવે તોળાય છે. આ ગરિબ ને આ શ્રીમંત એ સૌ ફક્ત અહીંજ છે. ઇશ્વરે જે કર્યું છે. તે સર્વ સારૂંજ કર્યું છે.

રૈયત વડે રાજા, ને રાજા વડે રૈયત. શેઠ વડે ગુમાસ્તા ને ગુમાસ્તા વડે શેઠ. એક મોટો વ્યાપારી હોય છે, તે પોતે કંઇ પોતાની સઘળી દુકાનોએ પહોંચી શકતો નથી. માટે પોતે વિશ્વાસુ ગુમાસ્તા રાખેછે. પછી જ્યારે તે ગુમાસ્તાઓ દગો કરી વિશ્વાસ-ઘાત કરે, ત્યારે શું તેમને શિક્ષા થયા વિના રહે! ના, પાપનો ઘડો ફુટ્યા વિના રહેજ નહિ. ને કદાપિ શેઠ ન જાણે, તો પણ શું થઇ ગયું! ઇશ્વરનાથી તો કાંઇ અજાણ્યું નથી!

આપણે ગમે તેટલું છાનું કર્મ કરીશું, તે કદાપિ દુનીઆમાં નહિ જાણે, પણ સર્વ વ્યાપક ઇશ્વર તો જાણ્યા વિના રહેવાનોજ નહિ.

તેમજ રાજા પણ પોતાના સઘળા દેશોપર પોતે કંઇ કામ કરતો નથી. પણ લાયક નોકરોને પોતાના હાથ નિચે સારા સારા હોદ્દાને પગાર આપી રાખે છે. હવે-તેઓ રાજાથી છાનાં દુષ્ટ કર્મ કરે, ને તે અજાણ્યાંજ રહે, તો પણ શું થઇ ગયું!

રાજા પોતાનું કામ કરાવેછે, તેના બદલામાં, તેણે તમને કાંઇ પણ અમુક રકમ આપવી કરી હોયછે, (જેને પગાર અથવા મુસારો કહેછે) તો પણ તમે કોઇનું કામ કરી આપ્યાના પૈસા લ્યોછો, એતો મને બહુજ અજાએબ જેવું લાગે છે.

કોઇ કહેશે કે, શું ત્યારે કામ કર્યાના પૈસ. નાજ

લેવા? પણ હું એમ નથી કહેતી કે "કામ કરવાના પૈ-
સા ના લેવા."

તમે જે તમારા હોદ્દા ઉપર રહી કામ કરો છો, તે-
નો બદલો સરકાર તમને આપે છે, તેમ છતાં તમે એ
પક્ષકારોમાંથી કોઇ પાસેથી પૈસા લેઇ તેના પક્ષમાં ન્યાય
ઠરાવો છો. એ પૈસા જે લેવા, તેને લાંચ કે રૂશ્વત લીધી
કહેછે.

લાંચ લીધાથી ઘણાક ગેર ફાયદા થાયછે, કે જેમાંના
એકબે અત્રે દર્શાવું છું. તમે તમારૂં હિત વિચારોછો, પણ
કંઇ દેશનું હિત વિચાર્યું, કે આથી દેશમાં કેવી અનીતિ
થશે! લાંચ લેઇ ન્યાય કરો, એટલે ગરીબને તો બિચારા-
ને કદિ પણ ન્યાય મળવાની આશાજ ન રહી. ને તમારા
અરસામાં લુચ્ચા, દાંગા, ઠગ, સોદા, વિગેરેનું જોર વધવાનું
કારણ તેઓ કાંઇ દુષ્ટ કર્મ કરે પણ તમારાં મોંઢાં ભાગે,
એટલે તેમની કોઇ પરંકે પુછ કરનાર રહ્યું! ના નહિજ.
ને તેજ કારણથી તેઓનું જોર દિનપર દિન વધતુંજવાનું. ત-
મારા જેવા રાજ્યમાં કોઇ સારા રાજને બટ્ટો લગાડેછે. રાજા
તમને કંઇ કાળાં કૃત્યં કરનાર જાણી, નોકરી નથી આપતા.
તેઓતો તમને પોતાની રાજ્યમાં બંદોબસ્ત રાખવા,
ને તેને લીધે પોતાના રાજ્યની આબાદાની થવા રાખેછે,
તમે આ લોકમાં રાજાના ને પરલોકે ઇશ્વરના ગુન્હેગાર છો.

તમને રાજા તમારી મેહેનતનું ફળ આપે છે. તેમ

છતાં, તમે લોકો પાસેથી લાંચ લ્યો છો એ તે શું કહેવાય!

અરે લાંચખાઆ માણસો! તમે તે કેવા પ્રકારના પ્રાણી કહેવાઓ!

એક ઈંગ્રેજને ત્યાં એક કુતરો હતો, તે પોતે હમેશાં શાક લાવતો, ને ચોઠી પત્રી પણ લેઇ જતો લાવતો હતો; બાદ એક દિવસે પેલા ઈંગ્રેજે તેની ટોપલીમાં કેટલાક પૈસા નાખીને તેને સાનથી સમજાવી શાક લેવા મોકલ્યો. પેલે કુતરે કાછીઆને ત્યાં જઇ એક છાબડીમાં પેલી ટોપલી મૂકી. (એટલે તેમાં હતું તેજ શાક લેવાનું હતું.) કાછીએ પેલી ટોપલીમાંથી પૈસા ઉપાડી લેઇ બીજા ગ્રાહકોને આપ્ય ઑાપ્ય કર્યું, પણ તેને (કુતરાને) કશુંએ નહિ આપતાં, ઉલટો લાકડી લેઇ, કાઢી મેલવાના વિચારથી મારવા લાગ્યો. પેલા કુતરાને ઘણોક માર પડ્યા છતાં પણ તે ત્યાંથી ખસ્યો નહિ, કારણ તે કાછીએ પોતાના શેઠના પૈસા લેઇ લીધા હતા. ઘણાક ત્યાં એ પ્રમાણે રગઝગ થઇ, તે જોઇ આસપાસના લોકો ભેગા થયા, ને પુછવા લાગ્યા કે આ શું છે? ત્યારે, કુતરાને તો કંઇ વાચા નહિ, કે તે બોલે, પણ પેલો કાછીઓ બોલી ઉઠ્યો, કે "ભાઇ! આ કોઇનું કુતરૂ કંઇકથી રઝળતું ટોપલી લેઇને આવ્યું છે, તે મને પજવે છે, એટલુંજ નહિ, પણ મારૂં શાકએ ફેરી નાંખે છે. ઘણોએ માર્યું, પણ ખસતુ નથી." તે સાંભળી કેટલાક ડોઢડાહ્યા બોલ્યા કે ભાઇ! અ-

ય છે, તે યોગ્યજ છે. કારણ તેઓ લાંચ ના આપતા હો ય, તો લાંચિયાઓ લાંચ કોની પાસેથી લે! તથાસ્તુ.

અરે દેશી ગૃહસ્થો! હું જાણતી હતી, કે નડિયાદના શેઠ લોકો કરતાં આ મોટા શેહેરના શેઠ લોકો વધારે સુધરેલા હશે. પણ તેમાંનું કંઇજ ના મળે. ડાહ્યાભાઇ સરખા શેઠ કેદની શિક્ષાને પાત્ર ઠર્યા, તો પછી બિજા તો કોણ જાણે કેવાઅ હશે!

અજ્ઞાન દેશિયો વિષે આટલુંજ કહી મારૂં મન શાંત પામતું નથી. તે મારા મનના બીજા ઉભરાને પણ અત્રે ઠલવી મારૂં મન ખાલી કરવા મને ઉશ્કેરે છે.

---

દોહરો.

પુત્રી ઘેલાભાઇની, ચતુર ચંચળ નામ;
સંકટ કેવું સાંપડે, છોડી ગઇ આ ઠામ. ૧

રાગ પરજ.

(જેડો બાઇ બુડતો તારોરે, અંબે આઇ પાર ઉતારો. એ રાગ.)
અરેરે! કંપ કનિષ્ટની નારીરે, લાગ્યૂ દુઃખ તે ભારી. ટેક.
ચંચળ ચતુર સહિયર મારી, હતી ઘણી ગુણવાન;
કંથ જેનો મણિભાઇજ કહિયે, નાનો અને નાદાન. અ. ૧
રીતિ ભાતિ કશી નવ જાણે, ભણવું તો જાણે શુંજ;
સુખ બિચારીને સાંપડે શેનું, મળિયો માટી અણુજ. અ, ૨
છોડી તે છત્ર પતિ કેરી હતી, બુદ્ધિ શાળી વિદ્વાન;

કોને આપ્યા?" ત્યારે કુતરે પેલા કાછીઆનું બુગડું મ્હોંમાં ઘાલ્યું, તેથી પેલા શેઠે કહ્યું, કે નક્કી એ પૈસા એણેજ લીધા છે, એમાં કંઇ પણ શક નહિ. પછી પેલાએ બગડી દઇ કહ્યું, કે "તું જેવું હોય, તેવું કહી દે, નહિતો પછી તને હમણાંને હમણાં ફોજદારને ત્યાં દોરાવું છું. તે સાંભળી કાછીઓ બિહેો, એટલે તુર્તજ માફી માગી કરગરી પડ્યો, કે સાહેબ! ગુન્હો માફ કરો. એ પૈસા મેં લીધા છે. ને પછી કેટલાક પૈસા આપી કહેવા લાગ્યો, કે "સાહેબ આ એ પૈસા ને વળી આટલા બીજાનું કુતરાને કંઇ લાવીને ખવરાવજો. ત્યારે પેલા તો આપવાજ પડ્યા પણ ઉલટા કુતરાને શિક્ષા કરી, તેના ભાગના બીજા પણ આપવા પડ્યા.

અરે! કુતરાં પણ આવાં નિમકહલાલને, તમે જે શ્રેષ્ટ મનુષ્ય પ્રાણી તે એવાજ નિમકહરામ, એ જોઇ, મને બહુજ અચંબો પ્રાપ્ત થાય છે. ને મને એમ થાય છે, કે હું તેને માટે તમને કઇ ભાષામાંથી કયાં કયાં સારાં વિશેષણો કાઢી લગાડું!!

તમારી જનેતાઓએ તે તમને શું કરવા મોટા કર્યાં હશે! ધિ:ક્કાર છે તમારા અવતારને, કે તમે જાતે આવા હો છોને, તમારા કુળને બટ્ટો લગાડો છો, એટલુંજ નહિ, પણ પરદેશમાં તમારા દેશને એ બટ્ટો લગાડો છો. તથાસ્તુ.

આ નેકી રાજ્યમાં લાંચ આપનારને પણ શિક્ષા થા

વો તે કોણ રેશીઆળ હશે, કે એમ એને રઝળતો મુક્યો! પછી કોઇ કંઇ ને કોઇ કંઇ એમ-સો જુદુ જુદુ બોલવા લાગ્યા; તો પણ તેમાં કેટલાક સમજુ પુરૂષો હશે, તેમણે વિચાર કીધો, કે એ કુતરો કોઇનો પાળેલો છે, ને તે કંઇ એમ આગથો રસ્તે જતાં કોઇને પજવે નહિ, વળી તેની પાસે ટોપલી છે, તેથી કંઇ પણ કારણ હશે ખરૂં. વખતે શાકબાક લેવા આવ્યો હોય, ને પૈસા લેઇ લીધા હોય તો કોણ જાણે! વારૂ! એનો તપાસ તો કરવોજ જોઇએ. કારણ નહિ તો આ કુતરો માર ખાઇ ખાઇને મર્ણ પામશે. પછી પેલાઓએ યુક્તિબંધ કાછીઆને બિહો પાડી, સમજાવીને કહ્યું, કે "ચાલ ભાઇ! આપણે એની સાથે જઇ, એના શેઠને આ તોફાન વિષે કહિયે; કે જેથી તે તેને ઠપકો આપી શિક્ષા કરશે. પ્રથમ તો તેમ કરવાની કાછીએ ના પાડી, પણ છેવટ પેલાઓના પ્રયત્ન આગળ, તેની આનાકાનીનું કંઇ વળ્યું નહિ, ને જવાની હા પાડવી પડી.

તેણે જવાની હા પાડી એટલે એ, ને પેલા પુરૂષો, તેના શેઠને ત્યાં જવા કુતરાની વાંસે વાંસે ગયા. પછી તેના શેઠને ત્યાં જઇ પેલા સુજ્ઞ પુરૂષોએ કાછીઆ પાસે સર્વ વર્તાંત કહેવરાવી પુછ્યું, ત્યારે માલમ પડ્યું, કે એને તો પૈસા આપી શાક લેવા મોકલ્યો હતો. કાછીઆને પૈસા વિષે પુછ્યું ત્યારે કહે કે કોણ જાણે કંઇ પાડ્યા હશે, મારી દુકાને તો લાવ્યો નથી. એટલે કુતરાને પુછ્યું, કે "પૈસા

નિવાહ ડાહ્યાભાઈ ઘેર તેહુનો, જાણી કર્યો કુળવાન. અ. ૩
જ્યારે થયાં વર્ષ આઠેક તેને, મુહુર્ત શુભમાં સાર;
લગ્ન સમારંભ પિતાએ કિધો, હર્ષ તણો નહિ પાર. અ. ૪
મંડપ રચના રૂડેરી કીધી, વખાણતાં નરનાર;
ડાહ્યાભાઇ પણ તેમજ ફુલ્યા, કારણ પૈસાદાર. અ. ૫
માતા પિતાએ કે સાસુ સસરે, કિધો નહિ વિચાર;
નાનકડાએ બાળક વેરે, પરણાવતાંજ લગાર. અ. ૬
આર્યો એવા આંધળા થઇને, કરે અતિ અનર્થ;
ગુણ કે અવગુણ કશુ નવ પુછે, હોએ જો કુળ સામર્થ. અ. ૭
પિયરમાં વસી પરણ્યા પછી તે, પ્રમદા આણી પ્રેમ;
તેર કે ચોદજ વર્ષની થઇ પણ, આણ્યું ન આણું કેમ. અ. ૮
ઘેલાભાઇએ કા'વ્યું એમ જ્યારે, કાઢ્યાં બ્હાના બહુ બહુ;
પુત્રનું કાંઇ જાણે ઠીક થાપતો, ઘેર તેડું હું વહુ. અરેરે. ૯
અંત્યે કાંઇ નભ્યું નહિ ત્યારે, તેડવા મોકલ્યું ભાઇ;
વર્ષ સોળનું વય થએ આવી, હર્ષથી સાસરા માંઇ. અ. ૧૦
પણ શેઠને આણી આવીને જોઇ, ઉપજ્યો અતિશય ત્રાશ;
નામ મોટાં ને દર્શણ ખોટાં, થઇ ઘણી નિરાશ. અ. ૧૧
ઊંચા કુળનો કે'વાય તેથી, કદિ હશે ગુણવાન;
ઠીંગણો એતો રહી ગયો હશે, એમ કર્યું અનુમાન. અ. ૧૨
શયન સમયે સ્વામિની સંગે, ગઇ સુવા જ્યારે તેહ;
પતિ પલંગપર પોઢેલા હતો, બાળ બુદ્ધિ હિણ જેહ. અ. ૧૩
ઉલટ આણી અતિશય મનમાં, ઉભી તે બાલા કાજ;

બાળક બિચારૂં શું સમજે તેમાં, ઉલટું આવે આજ. અ. ૧૪
બહુવાર તે ઉભી રહી પણ, બોલ્યો નહિ લવલેશ;
ચંચળે ત્યારે બોલાવા માંડ્યો, આણીને વ્હાલ વિશેષ. અ. ૧૫
ઉંધું ઘાલીને તે પડી રહ્યું પણ, બોલાવ્યો બોલે ન બોલ;
એ જોઇ ચતુર ચંચળને તો, ઉપજ્યું દુઃખ અતોલ. અ. ૧૬
આજ્ઞા વિના ત્યાં પોતે સુતી, કરતી અતિ વિલાપ;
ઊંઘ નાઠે સુવિચાર નાઠા, પીડે અતિ કામ તાપ. અ. ૧૭
રોઇ રોઇ રજની આમ કાઢે, દિને પણ દુઃખ દુઃખ;
નણંદ, ઓરમાન સાસુના ટુંબા, ખાવામાં શેનું સુખ. અ. ૧૮
આવી અતિશય આપતિ આવે, ગમ્યું નહિ દિન એક;
કાગળ પત્ર ન સુઝ્યો લખવો, અકલ ગુમ થઇ છેક. અ. ૧૯
પત્ર તેણીએ પાઠવ્યું નહિ તેથી, અમે થયાં ઉદાસ;
તેના પિતાએ જાસુદ પ્રેર્યો, કાઢવા તેની તપાસ. અરેરે. ૨૦
જાસુદ જવાબ લેઇને આવ્યો, એમાં લખ્યું'તું એમ;
ગમતુ નથી મારે મા'કાર આવે, હું છું કુશળ ક્ષેમ. અ. ૨૧
નિસરી તુર્તજ પત્ર વાંચીને, આવી તે અમદાવાદ;
રોદણા દુઃખના રોયા ઘણેરા, તેણીએ મળ્યા બાદ. અ. ૨૨
રત્ન પિતાએ માર્યું છે માથે, શું કરૂં સખી હુંજ;
ભણવું ગણવું કશું જાણે નહિ, એવો છે સ્વામી અબુજ. અ. ૨૩
છેવટ મરવાની ખુશી બતાવી, (ત્યારે) મેં આપી ધિરજ મંન;
પથ્થર ઉપર પાણીની પેઠે, વ્યર્થ ગયાં વચંન. અરેરે. ૨૪
પુંઠ મારી થઇ કે તુર્તજ તેણે, દેહની કીધી ઘાત;

કહેતાં તે દંપારા વછુટે, શી કહું એની વાત. અરેરે. ૨૫
અત્યારે શોકાતુર દિસે સો, કરમાયું મારૂં તંન;
વંશ ગયો તેના પિતાનો તેથી, કેટલી દિલગીરિ મંન. અ.૨૬
બાળાપણમાં લગ્ન કરેથી, કરવી પડી એને ઘાત;
શોકાતુર થયાં સંબંધી સર્વે, ઓછી છે! વિપરિત વાત. અ. ૨૭

(દોહેરો.

મુર્છાંગત ગહિબા હવી, આકુળ વ્યાકુળ તંન;
સજાક કરી તે સુંદરી, ધિરજ આપી મંન.    ૧)

(સજાક થઇને)

અરે! જો નાનપણમાં આવા કુલીન નાના વર જોડે જાણી જોઇને તેણીને ના પરણાવી હોત, તો કંઇ આટલાં બધાં વાનાં થાત! ના, ના થાત. ત્યારે તે બધો વાંક તેનાં માતપિતાદિને જોડે ગણિયે તો સાસરિયાંનોજછે, એમાં નશિબ કે બીજા કોઇનો ઓછોજ છે.

અરે મારા દેશી ગહસ્થો! તમે દિકરિયો પ્રત્યે કેમ આવી નિર્દયતા વાપરવા માંડી છે! તમારીકોમળ બાળકિયો આવું અતિ સંકટ વેઠે છે, તે જોઇ તમારી વજ્ર છાતી કેમ નહિ પલળતી હોય!!

(ગળગળિત કંઠે) અરે! હવે બહુ થયું. કાંઇ સમજો!! સમજો!!!તથાસ્તુ.

ન્યાયાધિશ.

( ઉભા થઇને. )

અરે ગૃહસ્થો! તમે કંઇક સમજો. અહો! કહેવાતાં

કુલીન ઘર જોઇ વિવાહ કરેથી કેટલું વિપરિત નિપજ્યું! ચતુર ચંચળના મર્ણથી તેમના પિતાનો વંશ ગયો; જેસનેહિયો, તેમજ અત્યારે આપણે પણ દિલગીર થયા, બાદ મહાકુંવરનો આટલો બધો શોક તે પણ તેથીજ. અહો! શી વિપરિત વાત! આવાં ઘોર કર્મ કરોછો, તો પછી એથી કેવા નિર્દયને તમે કસાઇ કહોછો!! અહો! આજ તમારી બાલપણમાં લગ્ન કરવાની રીતિ આપણને અત્યારે કેટલાકંટાળો ઉપજાવે છે, ને તે કેટલી ધિઃકારવા લાયક થઇ પડી છે, તોપણ તમારી આંખો નથી ઉઘડતી એ શું!! દિલગીર!! દિલગીર!!! તથાસ્તુ.

## દોહરા.

હવે ટાળશો આ તમે, રીતિ દુખિપણુ ધાર;
બાપ ઘણી આશિષ તો, લલના દેશે સાર. ૧
કેવળ કઠોર થઇ તમે, શબ્દ ધરો નહિ કાન;
વડુ પૂન્ય એમાં વસે, ભાઇ ભુલ્યા છો ભાન. ૨

(પેલા કેદિયોને કેદમાં લેઇ જાય છે. ન્યાય-શાળા વિસર્જન થાય છે.)

## ત્રતિયાંક સંપૂર્ણ.

---

## દોહરો.

અબળાઓના દુઃખનો, આણ હવે તુ અંત;
માગું તારી પાસ હું, અરે ભલા ભગવંત. ૧